# કિલિક ઉદ્યોગ જૂથ

કેટલાકને મન અમે વિજળી
શક્તિના પ્રણેતા છીએ; તો કેટલાક
વળી અમને કાપડ ઉદ્યોગના નિષ્ણાંત કહે
છે. કેટલાક અમને ખાણ ઉદ્યોગના સહાસવીરો
તરીકે ઓળખે છે. સિમેન્ટ ઉદ્યોગ સાથે દીર્ઘકાળથી અમે
સંકળાયેલા છીએ એ સારી રીતે સુવિદિત છે. નવા ઇજનેરી
ઉદ્યોગ ઘટકો–વિદ્યુત ભઠ્ઠી–ઉત્પાદન ને–વિકાસની નવી દિશાઓ જ
ખોલી અને વિકસાવી છે. (નિકાસ સહિત) વિતરણ અને વિક્રય અમારી
મહત્વપૂર્ણ સિદ્ધિ છે. વહાણવટી ઉદ્યોગ સાથેના સંપર્કો પણ દીર્ઘકાલીન
છે. નવા ને નવા ક્ષેત્રોમાં વિકાસનું સાતત્ય એ અમારી નેમ છે.

## કિલિક નિક્સન લીમીટેડ

સુતરાઉ કાપડ * મેન્ગેનીઝ * કોલસો
સિમેન્ટ * પોર્ટલેન્ડ અને સફેદ *
એન્જિનિયરીન્ગ * વહાણવટું *
આયાત * નિકાસ *
સામાન્ય વિમો.

'કિલિક હાઉસ'
હોમ સ્ટ્રીટ, ફોર્ટ.
મુંબઇ–૧.

The best thing to give
To your enemy is forgiveness ;
To an opponent tolerance ;
To a friend, your heart ;
To your child, good example ;
To your father, deference ;
To your mother, conduct that
will make Her proud of you ;
To yourself, respect ;
To all men, charity.

—SWAMI SHIVANANDA

# સફર અજ્ઞાતની, મન અને કળાની

છેલ્લા સૈકાએ આધુનિક ચિત્રકળા અને નવલિકાના ક્ષેત્રે ગજબ વિકાસ જોયો છે.

આધુનિક ચિત્ર કળાએ અવયવ શાસ્ત્ર (**Anatomy**) ની અવગણના કરી, ઝીણવટ ભરી કલાત્મકતાને તિલાંજલી આપી, રંગોની નૈસર્ગિકતાનો ત્યાગ કરી ભાવાનુરુપ રંગમેળવણીના અખતરા થયા—એ બધીય વાતો હવે જુની બની છે.

ચિત્ર સર્જનની આધુનિકતાએ હવે તો આકૃતિને જ વિલીન કરી છે. પ્રાણી, વનસ્પતિ, જળ અને સ્થળની હેતુસરની વિકૃત કરેલી આકૃતિઓમાં પણ આધુનિકતાને બંધન દેખાયા છે. જાગૃત મનના પ્રતિબિંબોમાં ભાવોનુ પુનઃદર્શન અને મૌલિકતાનો અભાવ દેખાયા છે.

આધુનિક ચિત્રકારે હવે અજ્ઞાત મનનાં અવકાશ સમ સીમાહીન વિસ્તારમાં ઝંપલાવ્યું છે. એ હવે કોઇ પ્રણાલિને આદરપાત્ર ગણતો નથી, એને મને હવે કોઇ આકૃતિ અનૈસર્ગિક નથી અજ્ઞાત મનની પ્રક્રિયાને કોઇ પણ માધ્યમ દ્વારા વ્યકત કરવા આધુનિક ચિત્રકારે સીમાહીન અવકાશમાં પ્રવેશ કર્યો છે.

નવલિકા ક્ષેત્રે પણ કંઇક આવુંજ બનવા પામ્યું છે. ઘણાજ ટૂંકા સમયમાં આધુનિક નવલિકા અનેક પ્રયોગોમાંથી પસાર થઇ ગઇ છે, શૈલીના અનેક સ્વાંગ ધારણ કર્યા છે, જગતભરતું એક વધારેમા વધારે લોકપ્રિય સાહિત્યીક સર્જન હોવાનું માન્ય રખાયા છતાં એની સ્પષ્ટ વ્યાખ્યા આપવી એ હજીયે શકય નથી બન્યું.

સૃષ્ટિ પર અસ્તિત્વ ધરાવતી કોઇ સજીવ કે નિર્જીવ આકૃતિને એ હવે આધારભૂત ગણતો નથી. અજ્ઞાતમન પ્રક્રિયાને ચિત્રવત કરવા એ નવાં માધ્યમની શોધમાં નીકળી પડયો છે. પ્રયોગોની પરંપરા શરૂ થઇ છે.

આપણે નવલિકા સાહિત્યને આધુનિક ચિત્રકળા સાથે સરખાવવાના કેટલાંક વ્યાજબી કારણો છે.

ગુજરાતની નવલિકાઓ પર વિવેચન કરનાર આજે પણ વિશ્વના પ્રખર નવલકથાકારોનો ઉલ્લેખ કર્યા સિવાય આગળ નથી વધી શકતો. કારણ કે નવલિકા સાહિત્યજ આજે વિશ્વના અનેક દેશોની અનેક ભાષાઓમાં એક સરખું ખીલ્યું છે, વૃદ્ધિ પામ્યું છે અને પ્રગતિ સાધી રહ્યું છે.

એ નવલિકા સાહિત્ય આધુનિક ચિત્રકળાની જેમજ ભાવ નિરૂપણ ખાતર સર્વ પ્રણાલિના બંધનમાંથી મૂકત થવાના અનેક પ્રયાસો કર્યા છે. કથા તત્ત્વ તો આધુનિક નવલિકામાંથી કયારનું વિદાય લઇ ગયું છે. પ્રસંગ-ઘટનાનું મહત્વ ઘટીને પરિણીમીત પ્રત્યાઘાતોનું મહત્વ વધ્યું છે. કયાંકતો પ્રત્યાઘાતો સ્વયં પ્રસંગ રૂપે ઉપસ્થિત થાય છે અને હવે તો કયાંક કયાંક અજ્ઞાત મનમાં પ્રત્યાઘાતોનું પ્રતિ પ્રત્યાઘાત તરીકે થતું પરિવર્તન નવલિકાનો મુખ્ય વિષય બની જાય છે ત્યારે વાર્તામાં, વાર્તા કયાંય દેખાતી નથી. પ્રતિ પ્રત્યાઘાતો અને પ્રત્યાઘાતોમાંથી ઘટનાનું અનુમાન કરવું પડે છે આધુનિક ચિત્રકળાની જેમજ સીમાહીન અવકાશમાં જેટલે દૂર સર્જક ગયા હોવાનું પોતાને માને છે તેટલે દૂર વાચક જઇ શકતો હોય તોજ તે આવા સાહિત્યનો રસ ભોગવી શકે છે.

જો કે આવું આજે પણ સાહિત્ય મોટી સંખ્યામાં લખાતું નથી. પણ અતિ અલ્પ સંખ્યામાં જ્યારે લખાયું છે. ત્યારે એણે ચર્ચાનો વંટોળ ઊભો કર્યો છે.

ટૂંકી વાર્તા કોઇ પ્રાણવાન સર્જકના હાથે. કોઇ નવા માધ્યમ દ્વારા, નવાસ્વાંગ ધારણ કરી નવાસ્વરૂપે ઉપસ્થિત થાય છે અને એને આકૃતિમાં મોહિત કરવાની શકિત અને પ્રભાવિત કરવાની વિદ્વતા હોય તો નવલિકાનાં અલંકૃત દેહની ચમત્કૃતિ નવલિકાના હાર્દ– પ્રાણદર્શનને ભયંકર રીતે અવરોધક નીવડવાની શકયતાઓ વધે છે.

**—ડો. જયંત ખત્રી.**

WRAPPING PAPERS

AND BOARDS

OF All Kinds
Including

AMMUNITION PAPERS

# મુકંદ

# એટલે

# પોલાદ



મુકંદ આયર્ન ઍન્ડ સ્ટીલ વર્કસ લીમીટેડ

કુર્લા, મુંબઇ ૭૦ (AS)

ડૉ. જયંત ખત્રી · સ્મૃતિસંચય

શ્રી જયંત ખત્રીને એમના નિધન પછી પણ ગુજરાતે સાચા સાહિત્યસત્ત્વથી ઓળખ્યા; સમર્થ નવપ્રસ્થાનકાર તરીકે વાર્તા ક્ષેત્રે પણ પ્રમાણ્યા. તેથી હું પરમ આનંદ અનુભવું છું.

**'સંસ્મૃતિ'** ના આ **'સ્મૃતિ સંચય'**માં એમના જીવન–સર્જનને આવરતી સન્માનની વૈખરી ઉપરાંત તેમની કૃતિઓ પરનાં વિવેચન મૂલ્યાંકનોને લગતાં લખાણો છે. વળી તેમની સાથે જીવનની અનેક આનંદયાત્રાનાં સ્મરણો અને ચિંતનનો તાગ પામવા મનોનેપથ્યમાં કરેલું ડોકિયું પણ અહીં સંચિત છે. તેમની પીંછીનો પરિચય પણ આપણને અહીં મળશે.

આ બધું સુલભ કરી આપનાર મિત્રો, વિદ્વાન સાહિત્યકારો તથા ગુજરાતના સામયિકોના સંપાદકો–સંચાલકોનો હું અત્યંત ઋણી છું.

આ 'સ્મૃતિસંચય' દ્વારા મારા એ સુહૃદયને શ્રદ્ધાંજલિ અર્પતાં કહેવા દો.

જ્યાં હો ત્યાં હે જિંદગીના જયંત !
શ્રદ્ધાપૂર્ણ અંજલિ આ સ્વીકારો.
આયુધારા આપની શક્તિવંત
દેખી રહેશે મૃત્યુ યે સ્તબ્ધ મૂક.

**—મનુભાઇ પાંધી.**



# સંસ્મૃતિ

ગુજરાતી નવલિકા
સાહિત્ય ક્ષેત્રે
આગવા કલાતત્વદ્વારા
અમરત્વ પામેલા
મિત્ર – સાક્ષર

સ્વ. ડૉ. જયંત ખત્રી

ને

યાદની અંજલિઃ





ચિત્રકાર — સ્વ. જયંત ખત્રી

વિરહ-શયનમાં વાસ, વીણાધારી અંકમાં,
પ્રિયા મુજ આલાપ, ગીત રચી ગાવા મથે;
ભીંજે તંત્રીના તાર, વિરહ અશ્રુઓ લૂછતા,
આરમ્ભ્યા આલાપ વિસરી જાતી શોકમાં.

(ઉત્તરમેઘ-શ્લોક ૨૬)



ચિત્રકાર — સ્વ. જયંત ખત્રી

બલિરાજા અને સુદેષ્ણા

સંભાળ એમના મોટા ભાઈ શિવજી-ભાઇને ફાળે આવી. ઓચિંતા હાથ સંકડામણમાં આવી પડયો. જીવનની કડવી વાસ્તવિકતાનાં દર્શન થયાં.

મુંદ્રાથી માતા બન્ને પુત્રો અને ત્રણે દીકરીઓ મીઠાંબહેન, દેવકાંબહેન, મોંઘી-બહેનને લઈ ભુજ મોસાળ ગયાં, અને ભાઇ ખીમજીભાઈ ગાર્ડને ત્યાં રહ્યાં. મામાએ પિતાની લાગણીથી બાળકોનો



મોટા ભાઈ સ્વ. શિવજીભાઈ, જેઓ 'મીઠુભા'ના વ્હાલસોયા નામથી તેમના આતિથ્ય માટે ખૂબ જ આદર પામેલા.



વ્યવહારકુશળ ભાભી માણેકબહેને જયંતનું લાડકોડથી પાલન કર્યું. મુંબઈમાં આવતાં ઓળખીતાં સૌ કોઈ એમના કરી રોડના ઘરમાં વિનાસંકોચ ફાવે તેટલું રહેતાં.

ભાર ઉપાડી લીધો. ખત્રી એટલે રંગારા વ્યવસાયના લોકો. એમની વચ્ચે રહી જયંતને આર્થિક ભીંસમાં સબડતા મહેનતકશ લોકોનાં બાળકો સાથે મૈત્રી જામી. કચ્છની વિખ્યાત ઝીણી બાંધ-ણીમાં ટપકાંઓ દ્વારા ઊપસતા આકાર અને રંગોના વૈવિધ્યભર્યા સમન્વયથી ઉદ્ભવતી નયનરમ્ય કળા એમના માનસ-પટ પર છવાઈ ગઈ, તેની સાથે સાથે કારીગરોના રોજબરોજના જીવનમાં પણ સહજ ડોકિયું થતું ગયું. નીચલા સ્તરના જનસમૂહ તરફની સહાનુભૂતિ અને સમાજવ્યવસ્થા તરફથી કડવાશનાં નાના જયંતમાં બીજાંકુર થયાં.

નાનપણથી જ અલગારી – ધૂની સ્વભાવ. કોઈ ચિંતન અંતરપટમાં ચાલી રહેલું જ ભાસે. કોઈ તુમુલ ઘર્ષણ સદાય ચાલ્યા જ કરે, અને એ ઘરની શેરીઓમાં રમવાને બદલે શહેરની બહાર, કાંટાળા બાવળ, આકડા અને બેર-બેરની ઝાડી વચ્ચે, ખરા બપોરના તડકાની પરવા વગર, પથ્થરો ખૂંદતા, ટેકરીઓમાં રઝળ્યા કરે. એ હોલા અને તેતર, એ ઊડતી ધૂળ, એ કેડી પર દોડયો જતા ઊંટ, એ લૂખી-સૂકી ધરતીમાંથી સાંત્વન અને ચેતન મેળવી ધૂળથી ખરડાયલા પાછા ઘેર ફરે. એક વખત તો ભુજના ખારસરાના મેદાનમાં રાજ્ય તરફથી રમાતી રમતોમાં જઈ પહોંચી, બાળકોની તીરકામઠાંની હરીફાઈમાં વિજેતા બની ઈનામ સાથે ઘેર આવ્યા ત્યારે બહેનો કેટલી ગેલમાં આવી ગએલી. સ્પર્ધામાં તીરની ઝડપ-થી આગળ નીકળી જવાનું આ પ્રથમ સોપાન.

એમની વાર્તાઓમાં એથી જ તો આવું જ વાતાવરણ વણાઈ ગૂંથાઈ, તાદશ થયા કરે છે અને જીવંત છબીનું નિર્માણ કરે છે.

ઓછામાં ઓછું દેશાટન એમણે કર્યું છે. મુંબઈ જતાં વચ્ચે આવતા પ્રદે-શોની ઝાંખી, પુના, માથેરાન – બસ. આશ્ચર્ય તો એ કે એમણે વિશેષ પ્રદેશો જોવાની ઇચ્છા કદી જ કરી નથી. એક વખત દિલ્હી નાવિકોના કાર્ય માટે જવું પડેલું ત્યારે પણ જોવા જેવાં સ્થળો જોયા વગર જ પાછા ફરેલા. હા, મુંબઈમાં – યુવાનીના કાળમાં – બકુલેશ, સ્વપ્નસ્થ, જિતુભાઈ, યાજ્ઞિક વગેરે સાથે મળે ત્યારે કાશ્મીર જવાના મન-સૂબા કરે, ઝીણવટભરી રીતે પ્રવાસ-ની વિગતો નક્કી થાય. પરંતુ બધા જ મિત્રો જાણતા જ હોય કે કોઈ એકની ઉપર આ પ્રવાસે ન જઈ શક-વાનો દોષ પડવાનો. આવું તો કૈં કેટલી-વાર થયું હશે! મુંબઈમાં એમને એક અંગ્રેજ યુવાન એરીસ્ટોટલ સાથે મૈત્રી જામેલી. મુંબઈ આસપાસના પ્રદેશોમાં રખડતા અને વહેતાં ઝરણાં શોધી, એમાં પગ પલાળતા કલાકો સુધી ચર્ચા કરતા! કિશોરાવસ્થાની જેમ જ.

મોટા ભાઈ શિવજીભાઈ વ્યવસાય માટે મુંબઈ ગયા. કાપડની મિલમાં રહીને છેવટે વિવિંગમાસ્તર બન્યા. ૧૯૨૩માં જયંતનું કુટુંબ મુંબઈ જઈ વસ્યું. એમના મુંબઈના વસવાટ દરમ્યાન મિલોમાં પડેલી ઐતિહાસિક હડતાળો એમણે નિકટથી જોઈ. મોટા ભાઈ નિર્ભયતાથી સૌની વચ્ચે ભમતા, એથી એ ઉદ્યોગપતિ અને કામદારો વચ્ચે કડી બની રહેલા. આવી એક હડતાળ પ્રસંગે ખત્રીએ – શોષણખોરી વિરોધી – હિન્દુસ્તાન પ્રજામિત્ર અઠવાડિકનું

મુખચિત્ર દોરેલું તે સરકારે જપ્ત કરેલું. મિલવિસ્તારમાંના એમના રહેઠાણને લીધે દલીત પીડિત કામદારોની અને એમના જીવનની ખત્રીને અનુભૂતિ થઈ તે તેમની વાર્તાઓમાં તાદશ થઈ છે.

ન્યૂ ભરડા હાઈસ્કૂલમાં જયંતને પ્રવેશ મળ્યો. બકુલેશ પણ એ જ શાળામાં. બન્ને મિત્રો બન્યા. બકુલેશની સાથે રહી હસ્તલિખિત ત્રિમાસિક પણ કાઢેલું. બકુલેશ સારા ચિત્રકાર હતા. એમનું આગવી ખુમારીવાળુ વ્યક્તિત્વ હતું. આ વ્યક્તિત્વનાં સાન્નિધ્યમાં જયંતનાં પણ આગવાં પાસાં પડવા માંડ્યાં. ૧૯૨૮માં મૅટ્રિક થયા. કૉલેજનું પહેલું વર્ષ પૂરું કરીને ઈજનેરી કૉલેજમાં એડમિશન લેવા ગએલા. મોડા પડ્યા અને નેશનલ મેડિકલ કૉલેજમાં દાખલ થઈ ૧૯૩૫માં એલ.સી.પી.એસ. થયા.

કૉલેજકાળ દરમ્યાન લેકચરો ચાલતાં હોય ત્યારે પ્રોફેસરોના અને સહાધ્યાયીઓના કરેલા સ્કેચો પરથી એમની રેખાંકનશક્તિનું, ઓછી રેખાઓથી વ્યક્તિત્વ ઉઠાવવાની શકિતનું માપ નીકળે છે.

જયંત ખત્રીમાં એક તરફ માનવતાવાદી તખીઅતો જન્મ થતો હતો, બીજી તરફથી ચિત્રકાર તરીકેની પ્રતિભા વિકાસ પામતી હતી. હિન્દુસ્તાન, પ્રજામિત્ર, નવયુગ, નવચેતન વગેરેમાં એમણે શોભનચિત્રો અંકિત કરવા માંડ્યાં. મોટા ભાઈની નિશ્ચિત આવક, કરકસરથી ચાલતો સંસાર, આતિથ્યપ્રેમી હોઈ, અતિથિઓની ઘરમાં અચૂક હાજરી, કરકસરથી ચાલતો સંસાર એટલે અભ્યાસમાં દિવાળી અંકો માટે દોરેલાં ચિત્રોની આવક ખીસાખર્ચી તરીકે જયંતને ખૂબ જ પ્રોત્સાહક બની રહી. ખત્રીને પોતાની 'પેન ઍન્ડ ઈંક' રેખાઓનું ગૌરવ હતું. એમની આગવી રેખાઓ, ચિત્રપટને ઉઠાવ આપવાની અનોખી રીત ખત્રીશૈલી તરીકે નામના પામી. એ અરસામાં શ્રી કનુ દેસાઈ અને ખત્રીનાં છાયાચિત્રોએ સૌનું ખૂબ જ લક્ષ ખેંચેલું. નવચેતનમાં પ્રગટ થએલાં 'મેઘદૂત'ના પ્રસંગને નિરૂપતાં છાયાચિત્રો આજેય ભુલાયાં નથી. સુરેખ દેહલતા, પ્રસંગ ગાંભીર્ય અને ચિત્રભૂમિકાનાં સમતોલને એમને ઉત્તમ ચિત્રકારની કીર્તિ બક્ષી.

કૉલેજકાળ દરમ્યાન, પરીક્ષાઓ ચાલતી હોય છતાંય અમૃતા શેરગીલનાં ચિત્રો કે કાવસજી જહાંગીરજી હૉલમાંનું કોઈ ચિત્રપ્રદર્શન એવું નહિ હોય જ્યાં જયંત ખત્રી ઉપસ્થિત ન હોય. કલાની એ લગની. એ ખેવના. એમની પાસે કળાનો સારો જેવો સંગ્રહ છે, જેમાં મૂલર અને ધુરંધર જેવા સુપ્રસિદ્ધ કલાકારોના ચિત્રોની મૂળકૃતિઓ પણ સંગૃહીત છે.

એ અરસામાં હિન્દુસ્તાન-પ્રજામિત્ર, પ્રગતિશીલોનો અડ્ડો. બકુલેશ અને જયંતને અહીં ઉદ્દામવાદી સાહિત્યની સોબત મળી. દાસ કેપિટલ, ફ્રોઇડ અને વિદેશી સાહિત્યકારોની કૃતિઓનો અભ્યાસ અને પારીસમાંના કાફેઓમાં સાહિત્યકારોની જામતી મહેફિલની માફક મુંબઈની હૉટલોમાં જામતાં આવાં સાહિત્ય ચર્ચા-મિલનોને લીધે સમાજના રોગોનું નિદાન: કરવાની એમની દૃષ્ટિ બદલી. ખત્રીના શબ્દોમાં કહીએ તો એ ત્યારથી 'સમજણા થયા.'

અભ્યાસકાળ દરમ્યાન ભારતનું વાતાવરણ સ્વરાજ્યના આંદોલનથી ગૂંજતું હતું. આઝાદીની ઝંખના દરેક દૈવતવાળા યુવાનને હૈયે ઊભરાતી. બંડખોર માનસની અભિવ્યક્તિ શોધતા જયંતે, ઉદ્દામવાદી જૂથની સાથે ભૂગ-



પિતા: ડૉ. હીરજી ઉસરાજ ઘેલા



જયંત: માતા જમનાબહેન સાથે મુંબઈમાં

ર્ડમાં રહી, એક ગોરા અફસરની મોટરગૅરેજમાંથી જ આઝાદીની પ્રેરણા આપતી પત્રિકાઓનું પ્રકાશન કરેલું.

કચ્છના મોરજર ગામમાં બચુબહેન સાથે એમનું પ્રથમ લગ્ન થયું. પરંતુ એ અકાળ અવસાન પામ્યાં ત્યારે બચુબહેને પોતાની નાની બહેન સાથે જ ફરી લગ્ન કરવાનું વચન લીધેલું. એ વચન પાળી, જયંત ઝવેરબેન સાથે લગ્ન ગ્રંથિથી જોડાયા.

મોરજરની નદીમાં જ્યારે પાણી વહેતાં હોય ત્યારે કોઈ પથ્થરની આડે બેસી નહાવાનો અને એની ભેખડોમાં રઝળવાનો શૉખ એમને છેવટ સુધી રહ્યો. અમે: ડૉ. જેઠાલાલ મિસ્ત્રી, મારાં મોટાં બહેન રાધાબેન, વિનુ કેશવાણી, વનુ પાંધી, બકુલેશ, હીરાભાઈ ફ્રોફલીઆ, જયંત અને ઝવેરબેન સાથે આવા પ્રદેશોમાં કેટકેટલું રઝળ્યાં હોઈશું! બકુલેશની સાથે અમે બધાં બન્નીના રણમાં ઘૂમેલાં. ભુલાંય પડેલાં. કચ્છની સૂકીલૂખી ધરતી અને બેરબેરને બાવળ સાથે એમને અનન્ય લગની, અસાધારણ પ્રીત.

કૉલેજ કાળ દરમ્યાન એમણે કાવ્યો પણ લખેલાં. એમના જ મરોડદાર અક્ષરોમાં સંગૃહીત એ કાવ્યો દર્શનીય છે. એક વખત એક કાવ્ય એમણે સ્વ. બ. ક. ઠાકોરને જોવા આપેલું. બળવંતભાઈએ સુધારીને પરત કર્યું ત્યારે ખત્રીનું મૂળ કાવ્ય શોધ્યું યે જડયું નહિ! ત્યારથી એમણે કાવ્યો લખવાં જ બંધ કર્યાં. પરંતુ મુંબઇમાં અડવાડીએ એક વખત મળતા વાર્તાવર્તુળમાં કોઈએ ટકોર કરી કે, 'આ વર્તુળ માત્ર વાર્તાકારો-લેખકો માટે છે, બીજાઓ અહીં કેમ ઉપસ્થિત છે?' ત્યારે ચિત્રકળા પણ લલિતકળાનું અંગ છે એવું વિધાન થયું ખરું પરંતુ ખત્રીનો લેખક આત્મા કકળી ઊઠચો. એમણે પડકાર ઝીલી લીધો. રાત જાગી, 'વર્ષાની વાદળી' નવલિકાનું સર્જન કર્યું, અને ગુજરાતી નવલિકા સાહિત્યના સર્જનમાં તેનાં સ્વરૂપ અને ઘડતરને નવો વાસ્તવિક વળાંક મળ્યો.

ગુજરાતી સાહિત્યક્ષેત્રે એમની પ્રતિભા ઉત્તરોત્તર વિકસતી ચાલી. 'લોહીનું ટીપું' મહિડા સુવર્ણચંદ્રક પામી ત્યારે એમની તેજસ્વી કલમ પૂર્ણ પ્રકાશી ચૂકી હતી. 'અમે બુદ્ધિમાનો', 'આનંદનું મોત', 'તેજગતિ અને ધ્વનિ', 'નાગ', 'ખીચડી', 'ધાડ' જેવી અનેક કૃતિઓ જ્યારે જ્યારે પ્રસિદ્ધ થઈ ત્યારે એણે ગુજરાતી સાહિત્યમાં ઇતિહાસ સર્જ્યો, અને એમની છેલ્લી વાર્તા 'ઊંડ એન્ડ' સુધી એનું ઉત્તરોત્તર પ્રગતિનું સોપાન સર્જાતું રહ્યું.



પ્રથમ પત્ની બચુબહેનનો ડૉ. ખત્રીએ દોરેલો સ્કેચ

બકુલેશ, જિતુભાઈ અને જયંત ખત્રીની વાર્તાઓએ પ્રથમ ખળભળાટ મચાવ્યો પરંતુ એમની દૃષ્ટિ સામેનો વિરોધ શમ્યો તે પહેલાં તો નવી પેઢીના લેખકોની લેખિનીઓ વાસ્તવિકતાની ધરતી પર નવી પાંદડી પાડતી થઈ ચૂકી હતી. ઈ. ૧૯૪૪ના સપ્ટેમ્બરમાં



મોરજરમાં પ્રથમ લગ્ન વખતે



દિલરુબા: એમનું પ્રિય વાજિંત્ર



પુત્રી લીલાવતીનાં લગ્ન-પ્રસંગે લેવાયેલી કુટુંબની તસ્વીર
પાછળ ઊભેલા એમના બે પુત્રો કીર્તિ અને જિતુની વચ્ચે
ડૉ. ખત્રી, ઝવેરબહેન (એમનાં દ્વિતીય પત્ની) અને
સૌથી નાનો પુત્ર યોગેન.
બેઠેલાં પુત્ર પંકજ, સૌ. લીલાવતી, શ્રી હીરજી (જેઓ
પ્રતિભાસંપન્ન એન્જિનિયર છે અને ખત્રીના નિધન પછી
કુટુંબની મહત્ત્વની જવાબદારી એમણે અદા કરી છે)
અને સૌથી મોટા પુત્ર રમેશ.

એમના પ્રથમ વાર્તાસંગ્રહ 'ફોરાં'થી ગુજરાતી નવલિકાસાહિત્યના ઇતિહાસમાં નવું સીમાચિહ્ન પ્રસ્થાપિત કરી, ઈ. ૧૯૫૨માં 'વહેતાં ઝરણાં'થી પ્રતિભાવંત સર્જક તરીકે આરૂઢ થયા. એમની માંદગી વખતે એમનો છેલ્લો વાર્તાસંગ્રહ 'ખરા બપોર' વહેલી તકે પ્રગટ થાય તે માટેના શ્રી હીરાભાઈના પ્રયત્નો છતાં, એ એમના મૃત્યુ પછી બે મહિને (ઑગસ્ટ ૧૯૬૮) પ્રગટ થયો. અને 'ઉમા-સ્નેહરશ્મિ' પારિતોષિક પામ્યો.

ખત્રીના જીવનમાં આવો જ એક બીજો બનાવ બની ગયો. એક પત્રકાર-મિત્ર સુપ્રસિદ્ધ સંગીતકાર બડે ગુલામ-અલીખાન સાથે મુલાકાતનો સમય માગી લીધો હતો, પરંતુ એમનાથી જઈ શકાય એમ ન હોવાથી એ ભાર જયંત ખત્રી પર નંખાયો. આવા પ્રખર કળાકારને સંગીતનો કક્કોય ન જાણનાર શું પૂછે? એમણે આ પડકાર પણ ઝીલી લીધો. સંગીત વિષે જે કંઈ ખાસ વિગતો જાણવી જોઇએ તેનાં પુસ્તકો લાવી, રાત જાગી, તૈયારી કરી અને પોતાનું અજ્ઞાન છતું ન થઈ જાય એ રીતે મુલાકાત પૂરી કરી, એ વિષે સુંદર વૃત્તાંત લખી આપ્યો. પરંતુ એ જ સમયે એમને સંગીતમાં રસ જાગ્યો. અભ્યાસ શરૂ કર્યો અને દિલરૂબાને પોતાના વધુ પ્રિય વાજિંત્ર તરીકે અપનાવ્યું. એમના જીવનના કેટલાક અન્ય પ્રસંગોનું એમના જ શબ્દોમાં મેં 'ડૉ. ખત્રીની સ્થગિત બેચેની'માં સંકલન કર્યું છે. એથી જયંત ખત્રીને પિછાનવા સરળ બનશે.

મુંબઈના વસવાટ દરમ્યાન લેખકો, કળાકારો અને રાજકીય પુરુષોનો એમને સારો સમાગમ થયો. પ્રોગ્રેસિવ રાઇટર્સ એસોસીએશન, ફિલ્મ જર્નાલિસ્ટ એસોસીએશનના સભ્ય તરીકે બકુલેશ અને ખત્રી બુદ્ધિજીવીઓનાં વર્તુળમાં પ્રિય બનેલા. એમની 'ફોરાં'ની ટૂંકી વાર્તાઓ પરથી અંગ્રેજીમાં ટૂંકી ફિલ્મો ઉતારવા આફ્રિકાની એક પાર્ટીએ વાટાઘાટ કરેલી પણ કોઈ કારણે અમલી ન બની. એમની વાર્તાઓનાં હિન્દી, મરાઠી, અંગ્રેજીમાં ભાષાંતરો પ્રસિદ્ધ થયાં છે.



શીઘ્ર જ
પીંછીથી
કંડારેલો
એક સ્કેચ

મુંબઈમાં એમણે કરીરોડ પર ડૉ. નટેસંગની સાથે અને માટુંગામાં ડૉ. રમાર્ત સાથે રહી બે દવાખાનાં ચલાવ્યાં. ઠીક ચાલતાં. પરંતુ મન કચ્છની ધરતીમાં, કચ્છી ભાંડુઓમાં લાગ્યું હતું. પતન તરફની ખેંચ ચાલુ રહી.

શ્રી રઘુવીર ચૌધરીના શબ્દોમાં કહું તો, 'આ કહેવાતા સુધરેલા સમા-



અખિલ કચ્છ હસ્તલિખિત અંકસ્પર્ધાનાં પ્રથમ વિજેતા
શ્રી ધનજીભાઇ ભાનુશાળીને બકુલેશ ટ્રૉફી આપતા શ્રી ખત્રી



માત્ર યાદદાસ્ત પરથી ટાગોરનાં ચિત્રો
અંકિત કરવાનું એમને સારે આકર્ષણ હતું

જમાં એ પોતાની જાતને સંડોવી શકયા નહિ. આલેખન તો એનુંય સમભાવથી કર્યું છે પણ ત્યાં સ્વ-ભાવ શોધી શકયા નહિ. દરિયાકિનારાના ખુલ્લા એકાંતમાં એમને પોતાનું જગત દૂરથી દેખાયા કરતું. ક્યારેક સ્મૃતિમાં,



પુત્ર પંકજનું અતિ ઓછી રેખાએથી
દોરેલું સુંદર ચિત્ર

ક્યારેક કલ્પનામાં. એ માત્ર મનોરાજ્ય ન હતું, રચનાવૃત્તિની ઉત્સુકતા પણ એમાં હતી. વતનની તપ્તભૂમિ પર સુખી અને સ્વસ્થ સમાજનું દર્શન કરવું હતું. ઉપરાંત ડૉ. ખત્રી કુદરતી થવા માગતા હતા. નિસર્ગના નિર્ભેળ સાન્નિધ્યમાં જ આત્મધ્વનિ વિશ્વધ્વનિ બની શકશે એવું મનમાં ઠસી ગયું હતું. તેથી મુંબઈ છોડીને કચ્છમાં પાછા ફરવાનો નિર્ણય કર્યો, એનો બૌદ્ધિક ખુલાસો પણ એમની પાસે હશે. નગરજીવનની ભીંસમાંથી છટકવાનું તો એમને સૂઝે જ નહિ. સંઘર્ષ એમના લોહીમાં હતો. નરી ભાવુકતાથી એમને સો ગાઉનું છેટું હતું. એમની પ્રથમ છાપ એક બૌદ્ધિકની છે. એક પ્રતિબદ્ધ (કમિટેડ) બૌદ્ધિકની. નવી પેઢી એમના તરફ આદરથી જુએ છે એનું મુખ્ય કારણ એ જ હશે.'

૧૯૪૨માં એ કચ્છ માંડવી આવ્યા અને જીવનના અંત સુધી અહીં રહીને વિવિધ ક્ષેત્રે સેવાઓ અર્પણ કરી, વતનના લોકોની ખૂબ ચાહના મેળવી અને અકિંચનોના દિલમાં આગવું સ્થાન જમાવ્યું.

એ સાલ મને બરાબર યાદ છે. એમના ઘરનો એ ઓરડો. કશું રાચરચીલું લાવેલ નહિ. એક સાદો લાકડાનો પલંગ, ચટાઈ, ખૂણે પડેલો દિલરૂબા અને કેટલાંક પુસ્તકો. અહીં એમણે બૌદ્ધિક ચર્ચાઓ શરૂ કરી અને એમના આકર્ષણ નીચે એક વર્તુળ ઊભું થયું. વાતો કરતા એમને સાંભળ્યા જ કરો. એમની વાત કરવાની અને વાર્તા લખવાની અનોખી રીત હતી. મનમાં વાર્તા રમ્યા કરે. એનું માળખું જામે એટલે વાત કરે, પણ કાગળ પર ઉતારે નહિ. કેટલાક મહિના પછી ફરી એ જ વાત બીજા ડાયરામાં કરે ત્યારે એનું સ્વરૂપ વધુ સુંદર બન્યું હોય. ક્યારેક તો વર્ષો સુધી એ વાત મનમાં ને મનમાં પાસાં પાડતી જ રહે પરંતુ

સર્વાંગી કળામય ભાસે નહિ ત્યાં સુધી લખવા લલચાય નહિ. પછી તો લખવાની ઘડી આવી પહોંચે ત્યારે કહે કે આજે રાત્રે ઘેર આવ, વાર્તા લખવી છે. પહેલાં વાતો જામે. અર્ધરાતે વાર્તા લખાવવી શરૂ કરે. એમની કેટલીય વાર્તાઓનું મૂળ લખાણ મારા અક્ષરોમાં છે. અધૂરી વાર્તા લખાય ને મોડી રાતે છૂટા પડીએ, પણ રાત વચ્ચે એમણે બાકીની વાર્તા લખી નાખી હોય. ઝીણા અક્ષરોથી, કાગળની કાપલીઓ, નકામા જેવા કાગળો પર લખવાની એમની આદત. એટલે તો આજે કેટલીય વાતોનાં આગળ પાછળના પાનાં ઉપલબ્ધ નથી થતાં. પરંતુ વાર્તા લખાઈ કે લખાવાઈ ગયા પછી એને ફરી જોઈ જવાનું તો ક્યારેક જ એ કરતા એટલી એમને આત્મશ્રદ્ધા.

તખીબ તરીકે તરત જ જામી ગયા અને રાજકીય ક્ષેત્રે એમણે ઝંપલાવ્યું. ૧૯૪૮ના કચ્છી પ્રજાકીય પરિષદના વિલીનીકરણ અધિવેશનમાં એ ઝળક્યા. ૧૯૫૧માં માંડવી મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં જ્વલંત ફત્તેહ મેળવી. વિરોધ પક્ષની સ્થાપના કરી, એના નેતા બન્યા. રાજકારણને અનંત કારકિર્દી બનાવ્યા સિવાય એમણે ધંધાદારી રાજ-




ખત્રીની સ્કેચબુકનું પાનું: જમનાદાસ મહેતા, મથરાદાસ વીસમજી, હુસેનભાઈ અને સર વિશ્વેસરાય તેમ જ ગ્રામીણ મહિલાઓનું ત્વરિતાલેખન



મોરજરની નદી, ખત્રીનું પ્રિય સ્થાન:
ઊભેલા: ડૉ. જેઠી, ડૉ. મિસ્ત્રી, ખત્રી, મનુભાઈ, ખત્રીના સાળા નાનાલાલ. નીચે: ગૌતમ પાંધી, પાછળ રાધાબહેન કેશવાણી, આગળ ખત્રીનાં પત્ની ઝવેરબહેન, કીર્તિ ખત્રી, પંકજ પાંધી, જિતુ ખત્રી.
આ સ્થળે બકુલેશ, ફોફલીઆ, સ્વપ્નસ્થ, નાનાલાલ વસા, વનુ પાંધી, વિનુ કેશવાણી સાથે પણ અવિસ્મરણીય સમય ગાળ્યો છે.

કારણુ સામે પ્રજાકારણનું વ્યાપક બળ ઊભું કર્યું. ઈ. ૧૯૫૨માં ભારતની પ્રથમ ચૂંટણીઓ આવી. એમણે ભારતના સુપ્રસિદ્ધ અર્થશાસ્ત્રી અને કચ્છના વિશ્વ-વિખ્યાત સપૂત શ્રી પ્રો. કે. ટી. શાહને કચ્છમાંથી ચૂંટણી લડવા સંમત કર્યા. કચ્છને લોકશાહી આદર્શોનું શિક્ષણુ શ્રી. શાહે આપ્યું અને શ્રી. ખત્રી જનતાના માનનીય નેતા બન્યા. ૧૯૫૪ થી ૧૯૬૦ સુધી માંડવી નગરપાલિકાના ઉપ-પ્રમુખ રહ્યા. સામંતશાહી અને મૂડીવાદના પ્રખર વિરોધી તરીકે જાણીતા થયા.

બિદડા પંચાયતની ચૂંટણી હો કે ધારાસભા કે લોકસભાની. ડૉ. ખત્રીનું પ્રજાને. હમેશ નેતૃત્વ મળ્યું. એમનાં વ્યાખ્યાનો ગંભીર, સ્પષ્ટ અને માર્ગદર્શક રહ્યાં. ધારી ચોટ ઊભી કરવાની એ જબાનમાં તાકાત હતી. સચ્ચાઇનો રણકો હતો. અનુભૂતિમાં આત્મીયતા હતી. લખાતા અને બોલાતા શબ્દો પર સરખો અધિકાર હતો. સંગઠન-શક્તિ બળે એમણે વિરોધપક્ષને સદા સંગઠીત રાખ્યો.

તબીબ તરીકે પણુ માનવરાહતનો જ્યારે જ્યારે પ્રસંગ ઊભો થયો ત્યારે એમણે અર્પેલ સેવા કદી ભુલાશે નહિ. કચ્છમાં મલેરિયાનો ઉપદ્રવ થયો. સેંકડો લોકો બેજાર બન્યા. અનેક ઘરમાં કુટુંબનો જણુ બચ્ચો તાવથી પિડાતો હોય. કોઈ પાણી પાનારું પણુ ન હોય ત્યારે તબીબ મિત્રોની સાથે રહી, કવીનાઈનની અછત હોઈ, કવીનાઈન પાવડરમાંથી ઈન્જેક્શનો બનાવી, ગામે-ગામ ફરીને દર્દીઓને મફત ઈન્જેક્શનો આપવાના કાર્યની એમણે આગેવાની લીધી. એવું જ કાર્ય અંજારના ધરતીકંપ વેળાએ પણુ કર્યું. ધરતીકંપના સમાચાર મળ્યા પછી ત્યાં સૌથી પ્રથમ તબીબ-ટુકડી અમારી પહોંચેલી.



માંડવીની પનિહારી



ખત્રી ચિત્રિત માંડવીનું એક દૃશ્ય

ડૉ. ખત્રી એક સફળ તબીબ હતા. સચોટ નિદાન અને હિંમતભરી સારવાર માટે પંકાયેલા. માંડવીમાં ક્ષયની સારવાર માટે ક્ષય-નિવારણ સંઘની સ્થાપનામાં એમનો ફાળો હતો. માનદ્ સેવાઓ પણ એ સંસ્થાને આપેલી. આ સંસ્થાના ફાળા અર્થે એમણે 'મંગલ પાંડે' નાટક લખ્યું અને સફળ રીતે ભજવાયું.

ખલાસીઓના પ્રશ્નોમાં એ ખૂબ ઊંડા ઊતરેલા. શ્રી. સુકાનીની સાથે એને લીધે જ એમની મુલાકાત મૈત્રીમાં પરિણમી. નાવિક મંડળ અને પોર્ટ કામદાર યુનિયનના પ્રમુખ તરીકે શોષણ સામેના વિરોધમાં એમણે ખારવા ભાઈ-ઓના વળતરકેસો માટે પોતે ઘસારો વેઠીને સફળ લડત આપી. કંડલા પોર્ટ ટ્રસ્ટના ટ્રસ્ટી ચૂંટાયેલા. ત્યાં પણ એ-મની સેવાઓ નોંધનીય રહી છે.

આવી વૈવિધ્યપૂર્ણ પ્રવૃત્તિઓની વચ્ચે કોણ જાણે ક્યાંથી એમને કેન્સર લાગુ પડ્યું. એમને અનિદ્રાનો રોગ વર્ષોથી હતો જ. રોજ રાત્રે 'કલોરલ હાઈડ્રેટ'નો ડોઝ પીએ ત્યારે જ નિંદ્રા આવે. આ દવાની ટેવ છોડાવવા અમે કેટકેટલાં કાવત્રાં કર્યાં પણ ટેવ ન છૂટી. છેવટે માંડવીથી ત્રણેક માઈલ પરની અમારી વાડી પર જયંત અને મારું કુટુંબ રહેવા ગયાં. કલોરલ ત્યાં આવે નહિ. બધા રાત આખી વાતોમાં પસાર કરીએ. સવારે સાંજે ખેતરો–વાડી-ઓમાં રખડીએ. પહેલાં થોડા દિવસ એ ખૂબ જ અસ્વસ્થ રહ્યા. પરંતુ આખરે એ દવા છૂટી ગઈ... પરંતુ લીવર નબળું બનાવતી ગઈ.

કેન્સર લાગુ પડ્યું છે અને એ જીવલેણ વ્યાધિ ઝડપથી વધે છે એ વાતની એમને પોતાના અનુભવ જ્ઞાનની રુએ પણ માહિતી હતી પરંતુ એ તો મોતને સામું આવતું ભાળીને પરદેશ જવા ઉત્સુક યાત્રીની અદાથી એની તૈયારીમાં પડી ગયા. જીવનની પળે-પળ માણી લેવાની એ વૃત્તિ હતી, જીવી લેવાની વૃત્તિ હતી, મૃત્યુની મજાક કરવાની અદા હતી.

મારાં બહેન રાધાબહેન માટે એમને ખૂબ જ માન. નગરપાલિકાની ચૂંટણી-ઓ સાથે લડેલાં અને સાથે જિતેલાં. મને અને રાધાબહેનને એમણે આ રોગની માહિતી આપી પરંતુ આ વાત અતિ ગુપ્ત રાખવાની હતી. બાળકોની પરીક્ષા ઉપર હતી. એમને વ્યાકુળ કરવાં નહોતાં. સારવાર અર્થે મુંબઈ જતાં પહેલાં ઘેર આવ્યા. બહેન એ વખતે પૂજન કરતાં હતાં. ખત્રી હમેશાં એ પૂજાની જૂની તસ્વીરની ઠેકડી ઉડાડે. બહેને કહ્યું: 'મારો ચીંથરેહાલ ભગવાન તમને સારા કરી આપશે.' મુંબઈમાં કોબાલ્ટ લીધા પછી પત્ર આવ્યો. લખેલું: 'રાધાબહેનના ભગવાને એમની પ્રાર્થના સાંભળી છે. દશેક વર્ષ વાંધો નથી એમ દાકતરો કહે છે. મુંબઈમાં લેખકમિત્રોની સાથેની વાતો રૂબરૂ કહીશ.'

પરંતુ એ સુધારો ક્ષણિક નીવડ્યો ને રોગે ફરી ઉપાડો લીધો.

એમણે હસતે મોઢે નિર્વાણનો સ્વીકાર કર્યો. રાતના બબ્બે વાગ્યા સુધી અમે બધા એમની આસપાસ બેસી, સાહિત્ય-ચર્ચા કરીએ. એમણે એ અરસામાં મિત્રોને લખેલા પત્રો પણ ગુજરાતી



શ્રી ખત્રી

પત્રસાહિત્યમાં ચિરંજીવ રહેશે. એ પત્રોથી એમની નીડરતા અને માનસિક સ્વસ્થતાનાં દર્શન થાય છે. કદી પીડાની આહ મોઢે આવી નહિ, કદી આંસુ સાર્યાં નહિ, કદી ઈશ્વરને યાદ કર્યો નહિ, જીવવાનાં વલખાં પણ માર્યાં નહિ. 'કેમ છો?' એમ કોઈ પૂછે તે પહેલાં જ એ પૂછતા, 'આવો, કેમ છો?' ને આવનાર ડઘાઈ જાય. 'Cowards die many times before their death, my son', એમણે એમના પુત્રો જિતેન્દ્ર અને કીર્તિને પાસે બેસાડીને એમના અંતિમ દિવસોમાં કહેલું.

આવા રોગ વચ્ચે, જીવનદીપક ઓલવાતો હતો ત્યારે પણ એમણે સંયુક્ત સમાજવાદી નેતા ફરનાન્ડિસની સાથે મુલાકાત ગોઠવેલી. ઉડાતું ન હતું છતાં, માંડવીથી દૂર એક પુલ પાસેની

અર્ધરાતની આ મુલાકાત પછી એ બહુ ન જીવ્યા. એમને અંજલિ અર્પતાં માંડવીની જાહેર સભામાં ફરનાન્ડિસે કહ્યું :–

'मैं कच्छ के लोगों को याद दिलाना चाहता हूँ, एक बडा क्रांतिकारी जो अगर आज हमलोगों के बीचमें होता तो यह लडाई, जो हम चला रहे है उस लडाई को कोई और नया मार्गदर्शन देनेका काम उसके हाथों से होता.'

એક શ્રેષ્ઠ-પ્રતિભાસંપન્ન નવલિકાકાર, પ્રગતિશીલ રાજપુરુષ, મહાન માનવતાવાદી, અકિંચનનો સાથી, સહૃદય તબીબ અને મિત્રોનો એક મર્દ દિલોજાન દોસ્ત જયંત ખત્રી ૬ઠ્ઠી જૂન ૧૯૬૮ની સાંજે ચિરનિદ્રામાં પોઢયો. એમનું સર્જન ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ચિરંજીવ રહેશે.



૧૯૬૩ના ડિસેમ્બરમાં વિલેપાર્લેમાં ગુ. સા. પરિષદ વેળાએ જુદું તરી આવતું ખત્રીની આસપાસ જામેલું પ્રગતિશીલોનું જૂથ: ઊભેલા : શ્રી ગૌતમ શર્મા, જયંતીલાલ પટેલ, લક્ષ્મીકાન્ત શેઠ, જગદીશ ઓઝા, શિવજી આશર, ઘનશ્યામ અને શ્રીનિવાસ વોરા. બેઠેલા : શ્રી અરવિંદ ફોફલીઆ, કાંતિલાલ પૂજારા, ડૉ. ખત્રી, સારંગ બારોટ, ચંદ્રકાન્ત બક્ષી, જયંત ગાંધી, મોહમ્મદ માંકડ, સરોજ પાઠક. જમીન પર : શ્રી રિખવ વોરા, મધુ રાય, હીરાલાલ ફોફલીઆ, નાનાલાલ જોશી.

## 'ખલાસ' એક આસ્વાદ / ધીરેન્દ્ર મહેતા

પોતાની વાર્તાઓમાં બાહ્ય પ્રદેશનાં સુંદર ચિત્રો આલેખનાર ડૉ. જયંત ખત્રીની આ વાર્તા પાત્રની મનોભૂમિમાં આકાર લે છે. તે આત્મકથનરીતિમાં રચાઈ છે એને કારણે સામાન્ય રીતે આ પ્રકારની કૃતિઓમાં કર્તા દ્વારા ઊભી કરાતી મનોવિશ્લેષણોની જંજાળમાથી તે ઊગરી ગઈ છે. એને બદલે પાત્ર પોતે જ પોતાના મનોગતમાં ઊતરે છે અને મનોવ્યાપારોને મૂર્ત કરે છે– અન્ય વ્યક્તિઓના વર્તન પરત્વે એના પ્રત્યાઘાતો રૂપે.

વાર્તાનું પહેલું વાક્ય છે: 'મને તે દહાડે ખબર પડી કે મને ઊંઘ નહોતી આવતી એ બીજાઓ માટે ચિંતાનો વિષય હતો.' અને એ ખબર પડી 'તે દહાડા'-થી જ એને વહેમ ગયો કે 'કશુંક ભયંકર બની રહ્યું છે?' એ ક્ષણથી જ એ પોતાના વર્તન વિશે સભાન બની જાય છે: એણે જોયું કે 'લોકોએ મારી તરફ સૂચક દૃષ્ટિઓ ફેંકી, આગળાઓ ચીંધી, અંદરોઅંદર વાતો કરી–' હસતી વખતે એને 'યાદ આવ્યું કે મારું આવું વર્તન માને નહિ ગમે.' એને આશંકા છે કે 'મા અને મામાની અંદરોઅંદરની વાતચીતો હવે વધી પડી છે.' આ સભાનતાને કારણે જ તે નીચે ઊતરીને દાદરને તપાસે છે અને બહાર નીકળીને ફૂટપાથને પગથી ઘસી જુએ છે. બાહ્ય જગતની નક્કર સ્થિરતાને સ્પર્શીને જાણે કે ભીતરની અસ્થિરતા છુપાવી રાખવાનો એનો પ્રયત્ન છે. તે મનમાં ઠસાવે છે કે ડૉક્ટરને ગંદા પ્રશ્નોમાં રસ છે, પોતાને નહિ, 'બહુ...બહુ અંગત પ્રશ્ન' પૂછે છે ત્યારે ડૉક્ટરના હાથ ધ્રૂજે છે, પોતાના નહિ.

પરંતુ છેવટે એને એમ થઈ જ જાય છે કે 'હું ગાંડો થઈ ગયો છું...' એનું રહસ્ય કયું છે? શોભા 'બારી આગળ આવીને કપડાં પહેરે છે...અને તે પણ અરધી રાત...અરધી રાત પછી!' અને એને પોતાને અનિદ્રાનો રોગ છે. એ ઇચ્છે છે કે 'આ ઘરમાં મારા સિવાય કોઈ હોય જ નહિ તો?...પણ શોભા...' તેની આ ઇચ્છા તેની કામાતુરતાને વ્યકત કરી દે છે. અને એ ક્ષણ આવે છે, જ્યારે તે અનુભવે છે કે 'કોઈ કહેતાં કોઈ અહીં હાજર નથી...આ સીમાહીન ફલક...અને હું અને શોભા માત્ર! એક અંજીરનું વૃક્ષ! એક લથબથતો નાગ!...આવી તક ફરી નહિ મળે!' પણ એ ક્ષણે એના હાથ-પગ બાંધેલા છે. પણ તેનો કામાવેગ હવે રોકી શકાય તેમ નથી: 'મારાં બંધન છોડી નાખો...મને...મને મુક્ત કરો! છોડો, છોડો... છોડો...મને ઓળખો છો હું કોણ છું? હું પ્રલય લાવીશ...' શોભા પ્રત્યે પાત્રના અચેતનનું માંસલ આકર્ષણ ટકાવી રાખી, બાહ્ય જગતનું તેના પર દબાણ રાખી, અંતે તેની સર્જનજૂની વિનાશકારી (ખલાસ કરી નાખનારી) પ્રબળતાને જ લેખકે જાણે પ્રત્યક્ષ કરી દીધી છે.

---



38,29

ડૉ. ખત્રી લેખિત નાટક 'મંગલ પાંડે' ક્ષયનિવારણ સંઘ માટે માંડવીમાં ભજવાયું ત્યારે કલાકારો સાથે

# સ્વ. ડૉ. જયંત ખત્રી



ગુજરાતી વાર્તાસાહિત્યના સ્વરૂપપલટાના પ્રયોગો જ્યારે ચાલી રહ્યા હતા એ કાળે માટુંગામાં દર શુક્રવારે મળતા વાર્તાકાર મંડળમાં તબીબીવિદ્યાના એક વિદ્યાર્થીની નિયમિત હાજરી પર કોઈકે ટકોર કરતાં એણે રાતોરાત એક વાર્તા 'વરસાદની વાદળી' લખી નાખી. અને એ રીતે, ત્યાં સુધી 'હિંદુસ્તાન-પ્રજામિત્ર' દ્વારા માત્ર ચિત્રકાર તરીકે જાણીતા એ વિદ્યાર્થી, જયંત ખત્રીનો વાર્તાકાર તરીકે જન્મ થયો. એ પછી તો એમની આજ સુધીની પચાસેક વાર્તાઓએ એક આગવું આકર્ષણ ઊભું કરેલું. નરી વાસ્તવિકતાના દર્શનને તેઓ આવશ્યક ગણતા હોઈ બે અઢી દાયકા પહેલાં તો કદાચ અરુચિકર લાગે એવાં પણ હકીકતે વાસ્તવિક ચિત્રો એમની કૃતિઓમાં રજૂ થતાં હતાં. 'ફોરાં', 'વહેતાં ઝરણાં' અને 'ખરા બપોર' એ ત્રણ સંગ્રહોમાં ગ્રંથસ્થ થએલી એમની કૃતિઓ પર એમની સામ્યવાદ તરફ ઢળતી વિચારણાવાળી રૂઢિભંજક સર્જકતા અને ઋજુ હૃદયનાં નાજુક સંવેદનો પ્રતિબિંબિત થાય છે.

વ્યવસાયે કચ્છ માંડવીમાં તબીબ હોવા ઉપરાંત આસપાસના લોકસમૂહ સાથે એમણે ગાઢો પરિચય કેળવેલો. 'કંડલા બંદર કામદાર-મંડળ' અને 'નાવિક-મંડળ—કચ્છ માંડવી'ના તથા માંડવી નગરપાલિકાના ઉપ-પ્રમુખ તરીકે પણ એમણે કામગીરી બજાવેલી.

ગઈ ૬ જૂન ૧૯૬૮ની રાત્રે કૅન્સરને કારણે કચ્છ-માંડવીમાં એમનું અવસાન થતાં અર્વાચીન વાર્તાકળાના એક અભ્યાસી અને પ્રતિભાવાન સર્જકની ખોટ પડી છે. શાંતિપ્રાર્થના. ['કુમાર' અંક ૫૩૫માંથી સૌજન્યથી]*

---

## બીજા વિશ્વયુદ્ધ વખતે વતનથી દૂર દૂર કાળાં ભમ્મર પાણીમાં ગરક થએલા ગુજરાતના સેંકડો અનામી ખલાસીઓની યાદમાં

"I am writing this to you in the middle of the night...A sad fact has been hanging like an unwanted mist over the people for the last two and half years...Over a hundred souls including a few females and children were lost at sea during the war...most of them were sailors and dock-workers. They were supposed to be prisoners of war in Japanese hands. Innumerable mothers, wives, brothers and sisters as well as parents were waiting for news...news bad or good...

...A friend was resting on my deck–chair, reading papers, and while I washed my face, I heard a wail approaching. The tempo increased; and three crowds of women passed by my house weeping, wailing and beating their heads, snatching off heir? and tearing their clothes...

...they had received the news..."

[ડૉ. જયંત ખત્રીએ શ્રી. બકુલેશને તા. ૧૪-૧૦-'૪૫ના રોજ લખેલા એક પત્રનો અંશ: 'કુમાર' અંક ૪૪૫ના સૌજન્યથી]



* કુમાર, ૪૫ (૫૩૫) જુલાઈ ૧૯૬૮ : ૨૮૭.

# સહૃદયતાની સ્વાભાવિક સૌરભ

**— અમૃતલાલ યાજ્ઞિક**

ડૉ. ખત્રીના જુના સાથી, સુખ્યાત વિવેચક શ્રી યાજ્ઞિકની યાદની અંજલિ

ડૉ. જયંત ખત્રીનું અત્યારે સ્મરણ કરું છું કે તરત મારા સ્મૃતિમંદિરનાં દ્વાર આપોઆપ ઊઘડી જાય છે. ખત્રીની સાથે ખભા મિલાવતા અને મુખ પર મુસ્કુરાહટનું હાસ્ય પાથરતા બકુલેશને જોઉં છું. એ બંનેની પાછળ કદાવર દેહવાળા અને છ ફૂટની ઊંચાઈવાળા ગુણવંતરાય આચાર્યને વાર્તાકારની અદાથી પોતાની લાક્ષણિક ઢબે અને અનોખા એવા મોટા અવાજે બોલતા અને હસતા જોઉં છું. બીજા મિત્રો છે પણ તેઓ પાર્શ્વભૂમિમાં ઊભેલા છે. બકુલેશે સ્પષ્ટ તરી આવે તેવા જુલ્ફાવાળા વાળ ઉપર ટોપી એવી રીતે પહેરી છે કે કોઈને જોતાં વેંત જ તેમનું વિલક્ષણ કલાકારનું મુખ નજરે પડે. આચાર્ય અને બકુલેશની ઊંચાઈ લગભગ સરખી હતી, પણ ઉઘાડા માથાવાળા આચાર્ય નિફિકર અને મુક્ત મિજાજવાળા પ્રૌઢ માનવી લાગતા હતા, જ્યારે બકુલેશ સભાનતાપૂર્વક પહેરેલાં સુંદર કપડાંવાળા તરવરાટભર્યા યુવાન અને પ્રૌઢ અવસ્થા તેમનામાં એકરૂપ બની હોય તેવા જણાતા હતા. ખત્રી મધ્યમ કદવાળા શરીરના અને પ્રમાણમાં બેઠી દડીના હતા એટલે બંને મિત્રોની વચ્ચે બહુ નાના લાગતા. ખત્રી વાત કરે ત્યારે અવાજ ભલે ધીમો હોય છતાં તેમાં તેમના મુખની દઢરેખાનો સંવાદ સધાતો અને આંખની ચમકથી તેમનું વક્તવ્ય પણ તેજથી મઢેલું હોય એવો ભાસ થતો. મારી સામે જોઈને ખત્રીએ મને પૂછ્યું: "પ્રોફેસર, તમારું શું દૃષ્ટિબિન્દુ છે?" હું જવાબ આપું તે પહેલા જ મારું દિવાસ્વપ્ન અદૃશ્ય થઈ ગયું ને વાસ્તવિક ધરતી નિહાળી રહ્યો.

૧૯૪૦ની સાલના સમયાવધિનું આ દૃશ્ય હતું. રૂઈઆ કૉલેજમાં હું ગુજરાતીનો અધ્યાપક હતો અને કૉલેજની નજીક ડૉ. ખત્રીનું દવાખાનું હતું. ઉત્સાહી સાહિત્યરસિક વિદ્યાર્થીઓએ મને અને ખત્રી–બકુલેશ–આચાર્યની ત્રિપુટી તથા અન્ય બેત્રણ સાહિત્યરસિક મિત્રોએ સાહિત્યમંડળના આશ્રયે વ્યાખ્યાન ગોઠવી એકત્ર આણ્યા. પછી તો વિશેષે કરીને એ ત્રણ સર્જક સાહિત્યકારો અને સાહિત્યશિક્ષક હું એમ અમે નિકટના મિત્રો બની ગયા. દર અઠવાડિયે એક દિવસ અને સમય નક્કી કર્યા પ્રમાણે અમે મળતા, સાહિત્યવિષયક અને અન્ય દુન્યવી બાબતોની ચર્ચા કરતા, કોઈ સાહિત્યકારની નિંદાકૂથલી પણ કરતા અને એ પ્રમાણે **काव्यशास्त्रविनोदेन** સમય ગાળતા મનની નિખાલસતાથી મુક્તપણે વાતો કરી શકીએ, પોતાની અંગત ગણાય ને કહેવાય–ન કહેવાય એવી વાતો કરતાં પણ સંકોચ ન થાય એવી અમારી મૈત્રી દૃઢ બની હતી. ખત્રીનું દવાખાનું બંધ થવાની તૈયારી હોય ત્યારે ઘણીવાર હું ત્યાં પહોંચી જઉં, ઘણી વાર બકુલેશ પણ આવી પહોંચે અને અમારું ચર્ચાસત્ર જામે, સમયનું પણ ભાન ન રહે. બકુલેશ કૉલેજનું ભણતર ન લીધા છતાં અંગ્રેજી વાચનમાં કેવળ સાહિત્યકલાના રસથી પ્રેરાઈને ઘણો પ્રવેશ કર્યો હતો. ફ્રેન્ચ અને રશિયન વાર્તાકારોની કૃતિઓમાંથી વાનગીઓ પીરસે એટલું જ નહિ પણ સારાં પુસ્તકો પણ આપે. હું પ્રોફેસર હતો પણ મારું અંગ્રેજી વાચન કેટલું સીમિત હતું તેનું ભાન બકુલેશની વાતો કરાવતી. બકુલેશ ડાબેરી વિચારસૃષ્ટિના સાહિત્યકોની કૃતિઓની સુંદરતા સમજાવે ત્યારે ચર્ચાકલાની તેમની ઊંડી સૂઝ મને મુગ્ધ કરતી. ખત્રી માનવી સ્વભાવ અને માનવી ચિત્રની વિવિધતા દર્શાવે તેવા પ્રસંગો વર્ણવે. ડાક્તર તરીકે જ્યાં જાય ત્યાં જે જે વ્યક્તિઓનું માનસ સમજવા જેવું હોય તેની અનુભવસિદ્ધ અર્થસૂચક વાતો

અમારી પાસે કરે. ગુણવંતરાય આચાર્ય પાસે તો મધ્યકાલિન ઇતિહાસ–ક્રમ–દંતકથાનો સમૃદ્ધ ખજાનો હતો અને દંતકથાને પણ ઇતિહાસ તરીકે ઓળખાવતા, જરાય સંકોચ ન થાય તેવી રીતે જાણે નજરે જોયેલી હકીકત હોય તેમ રસપ્રદ શૈલીમાં અમારી પાસે વાર્તા કહે. હું રહ્યો શિક્ષક, પણ આ બધાને શું શીખવું? હું તેમની પાસે વિદ્યાર્થી બની શીખતો જેને અંગ્રેજીમાં **underworld** કહે છે તેવી અંધારસૃષ્ટિનું દર્શન મને આ મિત્રો પાસેથી જોવા અને જાણવા મળ્યું. દુનિયાના કેટલા અલ્પ અંશને જ હું ઓળખું છું તેનું પ્રથમ જ્ઞાન આ મિત્રોએ કરાવ્યું હતું. તેમની મૈત્રી થઇ ન હોત તો દુનિયા વિશે મારૂં અલ્પ દર્શન છે. એ અજ્ઞાન પણ હું ક્યાંથી જાણત? કોઇક વાર હું પણ એમને મારી નાની સૃષ્ટિમાં લઇ જતો. કાર્લાની ગુફાઓનું પર્યટન કોલેજના વિદ્યાર્થીઓએ યોજ્યું હતું તેમાં બકુલેશને તથા ખત્રીને હું લઇ ગયો હતો.

કોઇકવાર દવાખાનામાંથી છૂટીને ખત્રી મારે ઘેર આવે. વાર્તાનું વસ્તુ તેની સર્જક કલ્પનામા રચાતું હોય તે મને રસપૂર્વક કહે. પછી શબ્દ–શિલ્પ તો કોઇકવાર ઘણે લાંબે સમયે ઘડાય. એક વાર 'લોહીનું ટીપું'ની વસ્તુવિભાવના ખત્રીએ મને રસપૂર્વક કહી. એ વાર્તાથી હું ખૂબ પ્રભાવિત થયો હતો. અને મેં મારો હર્ષ પ્રકટ કર્યો હતો. એકાદ અઠવાડિયા પછી એ વાર્તા લખીને મને આપતા કહે, "લ્યો આ તમારા આનંદનું ફળ-વાંચો. 'અમે બુદ્ધિમાનો' જેવી વાર્તા લખતાં પહેલાં તેનું વસ્તુ કહે, અભિપ્રાય માગે, ચર્ચા કરીએ પછી તેનો આકાર ઘડે. એવા અનેક પ્રસંગો યાદ આવે છે. મુંબઇ છોડયા પછી અને કચ્છમાંડવીમાં કાયમી વસવાટ કર્યા પછી પણ આ અમારી પ્રણાલી કોઇકવાર દેખા દેતી હતી. 'ધાડ' વાર્તા લખાયા પહેલાં ખત્રી મુંબઇ આવ્યા ત્યારે તેનું વસ્તુ મારી પાસે વર્ણવ્યું. મેં ચેલાને પક્ષઘાત થયો તે પ્રસંગ વિશે કહ્યું, દાક્તર, આ પ્રસંગ તાલમેલિયો નથી લાગતો? આવી રીતે અકસ્માત થાય ખરો? ડિટેક્ટીવ વાર્તાનો રંગ લાગ્યો તેવું નહિ દેખાય? દાક્તરે હસીને કહ્યું, "પ્રોફેસર, તમારું માસ્તરી વિવેચન ગયું નહિ! આવો બનેલો પ્રસંગ મેં સાંભળ્યો છે. પણ કલાની સૃષ્ટિને તમે સ્વતંત્ર ગણીને માનવી ચિત્તનું સત્યાલેખન સૌંદર્ય પામ્યું છે કે નહિ તેમ કેમ જોતા નથી? લખાય ત્યારે જોજો."

સાચે જ લખાયા પછી વાર્તાની સરસતા અને સુંદરતા મારા ચિત્તમાં વસી ગયાં.

૧૯૪૧માં બીજા વિશ્વયુધ્ધ વખતે મુંબઇ ખાલી થયું ત્યારે દાક્તરે મુંબઇનું દવાખાનું બંધ કર્યું અને કચ્છમાં વસવાટ ચાલુ કરી ત્યાંનો વસવાટ કાયમી કર્યો પણ તે પહેલાં અમારો સંબંધ દિન-પ્રતિદિન ગાઢ થતો ગયો. મૂળ તો ખત્રી ચિત્રકાર હતા. થોડાંક જૂનાં ચિત્રો મને ભેટ આપ્યાં હતાં. તેમાંથી "મેઘદૂત" નાં એક–બે ચિત્રો મારાં પ્રિય બન્યાં હતાં. મેં એકવાર દાક્તરને પૂછ્યું, "ચિત્રકારમાંથી વાર્તાકારનું તમારૂં રૂપાંતર શી રીતે અને ક્યારે થયું?

"હું તો ચિત્રકાર હતો વાર્તાકાર થઇશ એવું મેં કદી કલ્પ્યું નહોતું મારામાં એ શકિત નથી જ એમ હું માનતો. બકુલેશ વાર્તા લખવાનું મને કહેતો, પણ મારામાં ક્યાં એ શકિત છે એમ હું જવાબ આપતો એની વાર્તાઓ મને ગમતી. એક વાર મોપાસાની વાર્તાઓનો સંગ્રહ એણે મને વાંચવા આપ્યો અને મારામાં વાર્તાકારની વૃત્તિ જાગ્રત થઇ મેં એક વાર્તા લખી, વાર્તાના પ્રસંગો ઠેર ઠેર જોવા મળતા પણ વાર્તાનું શિલ્પ મોપાસાંએ આપ્યું અને હું વાર્તા લખતો થયો. પ્રોફેસર, હું છાતી ઠોકીને કહું છું કે મોપાસાંની વાર્તાઓનો રસમાણ્યો હોય અને કલા પિછાની હોય તે વાર્તા લખ્યા વિના રહીજ ન શકે."

ખત્રીની ઉત્સાહભરી અને પ્રેરક વાણી સાંભળીને મને આનંદ થયો, પણ તેની શ્રધ્ધા ભલેને તેને માટે સાચી હોય છતાં બધાને માટે વ્યાપક બને તેવો તેનો સૂર મને બહુ સ્પર્શીન

શક્યો. મોપાસાંની વાર્તાઓ મેં વાંચી હતી, પણ મને વાર્તા લખવાની શકિત નથી મળી એ હકીકત હું કેમ વીસરું? જેનામાં કુદરતી સર્જકશકિત હોય તેને મોપાસા કે અન્ય કોઇ પાસેથી ધબકાર ભર્યો સ્પર્શ મળે અને તે જાગ્રત થાય ને સમજી શકાય એવી વાત છે. મોપાસાના બધા વાચકો વાર્તાકાર નથી બન્યા એ હકીકત ખત્રીને કહીને તેના ઉત્સાહ ઉપર ઠંડુ પાણી રેડીને શો ફાયદો? પણ વાર્તાકાર ખત્રીનો આરાધ્ય વાર્તાકાર કોણ હતો તે મને જાણવા મળ્યું. એ આ વાતચીતની ફલશ્રુતિ હતી.

ખત્રી કચ્છ ગયા પછી અમારો સંપર્ક ઓછો થયો પણ સ્નેહ અને મૈત્રીમાં જરાંય ફરક પડયો નહોતો. એમની દીકરીને કોલેજના બી. એ. ના અભ્યાસ માટે મુંબઇ રૂઇઆ કોલેજમાં મારી પાસે જ મોકલી હતી. તથા તેમના પુત્ર ભાઇ કીર્તિને અહીં મીઠીબાઇ કોલેજમાં દાખલ કર્યો હતો. તે હકીકતો અમારી મિત્રશ્રધ્ધાની ઘોતક છે. મુંબઇ આવે ત્યારે અમારી હાર્દિક મુલાકાતો થયા વિના રહેજ નહિ. અનેક પ્રસંગો અને દૃશ્યો મારા ચિત્રપટમાં અત્યારે આલેખાઇ રહ્યાં છે પણ અહીં તો ખત્રીના વ્યકિતત્વદર્શક એકેક પ્રસંગોને જ હું વર્ણવીશ

થોડાં વર્ષો પહેલાં એન. આઇ. પી. નામની પ્રકાશન સંસ્થા મુંબઇમાં ઢોલનગારાં વગાડીને સ્થપાઇ હતી, જના એક-બે વર્ષમાં તો તે અદશ્ય પણ થઇ ગઇ. પણ આ સંસ્થાએ ગુજરાતી વિભાગમાં ગુજરાતી શ્રેષ્ઠ વાર્તાઓનો સંગ્રહ પ્રસિદ્ધ કરવાનું ઠરાવ્યું હતું. તેનું સંપાદન કાર્ય શ્રી ગુલાબદાસ બ્રોકરને સોંપ્યું હતું. ટૂંકી વાર્તામાં પ્રદાન કરનાર ધૂમકેતુ પાઠક. પન્નાલાલ ઇત્યાદિની વાર્તાઓ એ સંગ્રહમાં લેવાઇ તેની સાથે જેનું વાર્તાનું પુસ્તક પ્રસિધ્ધ નહોતું એવા ખત્રીની વાર્તાની પસંદગી થઇ હતી બકુલેશ મને મળ્યા ત્યારે ધૂંઆપૂંઆ થતા બોલ્યા: "ગુજરાતી વાર્તાના પ્રતિનિધિરૂપ વાર્તાસંગ્રહ પ્રસિધ્ધ થાય છે તેમાં જયંત ખત્રીની વાર્તા લેવાય અને મારી વાર્તા ન લેવાય તેની પાછળ મને સાહિત્યકારોના એક જૂથે મને ઉતારી પાડવા માટેનું કાવતરું રચેલું છે... જયંત ખત્રીને વાર્તા લખતાં મેં શીખવી અને આ વાર્તાસંગ્રહમાં હું નહિ પણ ખત્રી હોય એમાં..." બકુલેશ અને ખત્રી બન્નેની વાર્તાઓથી હું ખૂબ પરિચિત હતો. વાર્તાકલાની દષ્ટિએ ખત્રીની કૃતિ ઉચ્ચ કોટીની છે. એટલુ જ નહિ પણ ગુજરાતી વાર્તાકલાને નવો વળાંક આપનાર ખત્રી છે એમ હું માનતો હતો પણ બકુલેશના ગુસ્સામાં વધારો થશે એ બીકથી મેં મારો અભિપ્રાય પ્રકટ ન કર્યો, પણ મેં મારી રીતે કહ્યું: "બકુલેશ, તમે વાર્તા પસંદગીને એક બીજા દષ્ટિકોણથી કેમ નથી જોતા? સંપાદકને ખત્રીની વાર્તા તમારી વાર્તા કરતાં વધુ સારી લાગી હોય તેમ ન બને? તમારા શિષ્યની વાર્તા લેવાય તો **पुत्रात् शिष्यात् पराजयेत**નો આનંદ તમે ન લઇ શકો? અથવા સંપાદકની વાર્તાકલાની સમજ ઓછી છે એમ માની લ્યો." બકુલેશ ચિડાયા ને મને કહ્યું, "તમને પંતુજી ને સાહિત્યના વાડાબંધીની શી ખબર પડે? હું એ... બધાને જાણું છું." હું શાન્ત રહ્યો, એ વખતે મેં મારો ખરો અભિપ્રાય ન કહ્યો તેમાં મારી નબળાઇ હતી. એટલું જ નહિં પણ સાચું મિત્રકાર્ય ન કર્યું તેનું દુઃખ હજી સુધી ભૂલ્યું નથી. પણ બકુલેશનો ઉકળાટ અયોગ્ય છે અને ખત્રીની વાર્તા-પ્રતિભા પાસે પોતે ઝાંખા પડયા છે એની જાણથી પોતે ચિડાયા છે અને કાવતરાની કલ્પના કરી વાસ્તવિકતાથી છટકવા મથે છે, એમ મને એ વખતે સ્પષ્ટ સમજાતું હતું.

પછી એકવાર ગુલાબદાસ બ્રોકર મળ્યા ત્યારે મેં આ વાત કાઢી. બકુલેશની વાર્તા કેમ પસંદ ન કરી તેમ પૂછ્યું. બ્રોકરે કહ્યું, 'નવી પદ્ધતિની વાર્તા આપનાર બકુલેશ, ખત્રી જિતુભાઇ વગેરે લેખકો-માંથી એકની વાર્તા લેવાનું મેં ઠરાવ્યું છે. સંગ્રહના કદને લીધે વધારે વાર્તાઓ લેવાય તેમ નથી. મને ખત્રીની વાર્તા નવપ્રસ્થાન કરતી વાર્તાઓમાં અનોખી ભાત પાડનારી લાગે છે તેથી તેમની કૃતિ પસંદ કરી. અને ખત્રીની સંગતિ આવી ગઇ છે." મને

મારા અભિપ્રાયનું સમર્થન મળી ગયું. બકુલેશ મળ્યા ત્યારે સંપાદકનું દૃષ્ટિબિન્દુ કહ્યું, પણ એમને ગળે ઉતારવું ન હોય તો તે ક્યાંથી ઊતરે? ઊલટું આવેશભર્યા અવાજે કહ્યું, "ખત્રીની વાર્તા એ સંગ્રહ માં નહિ હોય." મેં જવાબ આપ્યો, "ખત્રીની સંમતિ સંપાદકને મળી ગઇ છે." બકુલેશે કહ્યું, "મેં ખત્રીને લખી નાખ્યું છે અને તાર કરીને એ વાર્તાની પસંદગી રદ્દ કરશે એટલું જ નહિ પણ છાપશે તો કોર્ટમાં મામલો જશે." હું શું બોલું? મારો અણગમો વ્યક્ત કરવાની મારી હિમ્મત નહિ ચાલી.

બન્યું પણ એમ જ. બકુલેશે સૂચવ્યા મુજબનો તાર ખત્રીએ કર્યો અને સંમતિ પાછી ખેંચી લીધી. સંગ્રહ પ્રસિદ્ધ થયો, ખત્રીની વાર્તા ન હતી. મને દુઃખ થયું, ખત્રીએ ના પાડી તે જરાય ન ગમ્યું. બકુલેશ અને ખત્રી બન્ને મારા નિકટના મિત્રો હતા અને બન્નેનો એક સરખો પ્રેમ મને મળ્યો હતો, છતાં બકુલેશની વૃત્તિ અને ખત્રીની એ મુજબ વર્તવાની રીત એ બન્ને મને ન ગમ્યાં. ખત્રી મુંબઇ આવ્યા ને મળ્યા ત્યારે મેં મારું મનોગત વ્યક્ત કરતાં કહ્યું, "તમારી વાર્તાની પ્રતિષ્ઠા વધે તે આપણા મિત્ર બકુલેશને ન ગમ્યું તમારી પ્રતિષ્ઠા વધે તેમાં તેની તેને અદેખાઇ થઇ એવી ગંધ મને આવી છે. ગુજરાતી શ્રેષ્ઠ વાર્તાઓનો વાર્તાસંગ્રહ પ્રકટ થાય અને તેમાં તમારી વાર્તાની પસંદગી થઇ તે બકુલેશને ગમે કે ન ગમે પણ તમે શા માટે સંમતિ આપવાની ના પાડી? સંપાદક વાર્તાકલાની દૃષ્ટિથી ગુજરાતની શ્રેષ્ઠ વાર્તાઓનો સંગ્રહ બહાર પડે, ત્યારે ગુજરાતી વાર્તાને વળાંક આપનાર તમારી વાર્તા આપવાની ના પાડો તેમાં તમે તમારી સાહિત્યનિષ્ઠા ચૂકયા છો. બકુલેશની વૃત્તિ બરાબર નથી એમ મેં તેમને મારી રીતે કહ્યું હતું, પણ બકુલેશના ખોટા દબાણને વશ થઇ તમે તમારી વિવેકબુદ્ધિ ચૂકયા તેથી હું ખેદ અનુભવું છું. બકુલેશની વાર્તા પસંદગી ન પામે એમાં તમારો શો દોષ? પસંદગી કરનારની પ્રમાણિકતામાં શંકા હોય અને બકુલેશને નીચો પાડવા તમને ઊંચે ચડાવે છે એમ તમને લાગ્યું હોય તો તમે જરૂર ના પાડો પણ બકુલેશની અસૂયાવૃત્તિને તમે સંમતિ નહિ આપીને પરોક્ષ રીતે પોષી છે તેથી હું દુઃખ પામું છું ન પૂછનાર સાહિત્યરસિકો પાસે તમે શો જવાબ આપી શકશો?"

ખત્રીએ હસતાં હસતાં મને કહ્યું, "પ્રોફેસર, તમે કહ્યું તે હું શું સમજતો નથી? પણ વાર્તા ક્ષેત્રમાં મને પ્રથમ પ્રવેશ કરાવનાર બકુલેશ હતા તેથી મારી વાર્તાને લીધે તેને દુઃખ થતું હોય તો મારે એ મિત્ર ખાતર સાહિત્યપ્રતિષ્ઠા જતી કરવી એમ વિચારી મે સંમતિ પાછી ખેંચી લીધી. બકુલેશને હું શી રીતે સમજાવું? મેં ખોટું કર્યું છે તે હું જાણું છું, પણ બકુલેશની મૈત્રીને ક્ષુબ્ધ કરવાની મારી તૈયારી નહોતી. સાહિત્યપ્રતિષ્ઠા કરતા મારે મન મિત્રતાનું મૂલ્ય વધારે છે. મિત્ર તરીકે મારા પ્રત્યે એવો પ્રેમ રાખ્યો કે હું તેને જિંદગી સુધી ન ભૂલી શકું." એ વાર્તાસંગ્રહની બીજી આવૃત્તિમાં ખત્રીની વાર્તા હતી.

° ° °

હવેનો પ્રસંગ લખતાં મારું હૃદય ભરાઇ આવે છે, આંખો ભીની બને છે, અકથ્ય કરુણા અનુભવું છું ખત્રી એમના મૃત્યુ પહેલાં ત્રણ ચાર મહિના અગાઉ મુંબઇ આવ્યા હતા. શ્રી હીરાભાઇ ફોફલિયા તેમના અત્યંત નિકટના મિત્ર. એમને ત્યાં જ ઊતરે અને ફોફલિયા તેની સાથે જ હોય હમેશની પધ્ધતિ મુજબ ફોન આવ્યો, "પ્રોફેસર, મળવું છે. કયારે ઘેર હશો?"

"કયારે આવ્યા? ઘેર જ છું. અનુકૂળતાએ જલ્દી આવો,"

ખત્રી હીરાભાઇ સાથે સાંજે પાંચેક વાગ્યે આવ્યા ગળા ઉપર રૂમાલ બાંધ્યો હતો. બીડી પીતાં પીતાં અને હસતાં બેઠા મારી પાસે. જોડેજ બેઠા હતા. હીરાભાઇ એવીજ રીતે-બીડી પીતાં, પણ ઠાવકાઇથી.

"ડોક્ટર, આ રૂમાલ ગળે કેમ બાંધ્યો છે?" મેં પૂછ્યું.

"મને કેન્સર થયું છે તેથી," હસતાં હસતાં ખત્રીએ જવાબ આપ્યો.

"ડોક્ટર, મશ્કરી મૂકીદો અને સાચી વાત કહોને?"

"પ્રોફેસર, તમે નથી માનતા?"

"ના. કેન્સર થાય એ માણસ હસતાં ટોળાં-ટપ્પાં મારતાં વાત ન કરે એટલું હું ન સમજું?"

"હું ખરી વાત કહું છું? તાતા મેમોરિયલ હોસ્પિટલમાં આજે જ ડૉ. બોર્જિઝને બતાવીને આવ્યો છું."

"ખરેખર?" હું ગંભીરતાપૂર્વક બોલી ઉઠયો.

"હા. બોર્જીઝે મને કહ્યું કે રોગ મટે તેમ લાગતું નથી. બચવાની આશા બહુ ઓછી છે. ચારપાંચ મહિના જીવનદોરી જરુર રહેશે."

હું તો ખત્રીની આ રીતભાતથી આશ્ચર્યમુગ્ધ તેમજ સ્તબ્ધ બની ગયો. જે વ્યક્તિ ચારપાંચ મહિનાજ જીવવાની હોય અને જેને મૃત્યુનું વોરંટ મળ્યું હોય તે આવી રીતે બીડી પીતાં હસીને સ્વસ્થતાથી વાત કરી શકે તે મારે મન અભૂતપૂર્વ અને અવિસ્મરણીય તથા ન માની શકાય તેવો પ્રસંગ હતો. વાર્તામાં કોઇએ આલેખન કર્યું હોત તોયે તે મને વાસ્તવિકતાથી પર રહેલી કલાસૃષ્ટિની કલ્પનાજ લાગી હોત. મને થયું હું સાંભળું છું તે સાચું છે કે જોઉં છું તે સાચું છે? હું મૂંઝાઇ ગયો.

મારું મનોગત વાંચી ગયા હોય તેમ ડોક્ટરે કહ્યું, "જુઓ પ્રોફેસર ચારપાંચ મહિના જીવવાનું હોય તો તે જીવન આ સમય દરમ્યાન મારે માટે તેમજ મારાં કુટુંબીજનો માટે કેમ પ્રફુલ્લ અને હસતું ન રહે? રડીએ કે દુઃખ પામીએ તેથી શું જીવનની આયુદોરી થોડી વધારે ટકવાની છે? ઊલટું, જલ્દી સ્વધામ પહોંચવું પડે. માટે મારેતો હસતાં હસતાં જ સ્વસ્થ રીતે આ થોડો સમય જીવવું છે. મારા કુટુંબીજનોને આ વાત અત્યારે કરી નથી; કરવાથી શો ફાયદો? જવાદો એ વાત. અશક્ય છતાં અનુકૂળ ફેરફાર થાય તો તેની તપાસ માટે મને બે મહિના પછી આવવાનું બોર્જિઝે કહ્યું છે હું તે પ્રમાણે આવીશ હવે ચાલો બીજી વાતો કરીએ. આજે રાત્રે તમારી કોલેજની સામે દેના બેન્કના હોલમાં નાટક વિશે સંવિવાદ છે તેમાં હું જરૂર આવીશ. ત્યારે પણ આપણે મળીશું..."

કલાકેક વાતો કરી છૂટા પડયા. મારા ચિત્ત-માંથી ગમગીની જતી નહોતી અને ખત્રીની જીવન દૃષ્ટિની ખુમારી ભુલાતી નહોતી. રાત્રે સંવિવાદમાં મળ્યા. કાંઇક બોલવાની વિનંતી કરી, પણ ગળાની તકલીફને લઇ બોલવાની વિવેકપૂર્વક ના પાડી, પછી નિરાંતે અમે મળ્યા મેં કહ્યું, "ડોક્ટર, જીવલેણ દર્દ હાજર છતાં આ બીડી પીને શા માટે દર્દને ઉત્તેજો છો?

"પ્રોફેસર! બીડીની ટેવ કેટલાં વર્ષોથી તે તો તમે જાણો છો. હવે જવાનું જ છે તો તેનો આનંદ શા માટે જતો કરવો? શો ફાયદો? જવું હોય ત્યારે પણ હસતાં અને આનંદપૂર્વક વિદાય લેવાનું મને તો ગમે છે," ખત્રીએ કહ્યું

ખત્રી તો ગયા, પણ કેન્સરના દર્દની શંકા વખતે મેં પોતે અનુભવેલો માનસિક સંઘર્ષ સજીવ કરતા ગયા. ૧૯૫૯માં હું **Health & Longevity** નામના અંગ્રેજી પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ કરતો હતો, કેન્સરના પ્રકરણનો અનુવાદ કરતી વખતે તેમાંની એક વાતે મારા ચિત્તમાં ખળભળાટ ઊભો કર્યો. કેન્સરના રોગ વિશે એમાં લખ્યું હતું કે જે વ્યકિતની ઉમર ૪૫ વર્ષ કે તેથી વધુ હોય, જેનું વજન ઘટતું જતું હોય, જેના શરીરમાં શારીરિક કાંઇ ફેરફાર છતા થયા હોય

મારા અભિપ્રાયનું સમર્થન મળી ગયું. બકુલેશ મળ્યા ત્યારે સંપાદકનું દૃષ્ટિબિન્દુ કહ્યું, પણ એમને ગળે ઉતારવું ન હોય તો તે ક્યાંથી ઊતરે? ઊલટું આવેશભર્યા અવાજે કહ્યું, "ખત્રીની વાર્તા એ સંગ્રહ માં નહિ હોય." મેં જવાબ આપ્યો, "ખત્રીની સંમતિ સંપાદકને મળી ગઇ છે." બકુલેશે કહ્યું, "મેં ખત્રીને લખી નાખ્યું છે અને તાર કરીને એ વાર્તાની પસંદગી રદ કરશે એટલું જ નહિ પણ છાપશે તો કોર્ટમાં મામલો જશે." હું શું બોલું? મારો અણગમો વ્યકત કરવાની મારી હિમ્મત નહિ ચાલી.

બન્યું પણ એમ જ. બકુલેશે સૂચવ્યા મુજબનો તાર ખત્રીએ કર્યો અને સંમતિ પાછી ખેંચી લીધી. સંગ્રહ પ્રસિદ્ધ થયો, ખત્રીની વાર્તા ન હતી. મને દુઃખ થયું, ખત્રીએ ના પાડી તે જરાય ન ગમ્યું. બકુલેશ અને ખત્રી બન્ને મારા નિકટના મિત્રો હતા અને બન્નેનો એક સરખો પ્રેમ મને મળ્યો હતો, છતાં બકુલેશની વૃત્તિ અને ખત્રીની એ મુજબ વર્તવાની રીત એ બન્ને મને ન ગમ્યાં. ખત્રી મુંબઇ આવ્યા ને મળ્યા ત્યારે મેં મારું મનોગત વ્યકત કરતાં કહ્યું, "તમારી વાર્તાની પ્રતિષ્ઠા વધે તે આપણા મિત્ર બકુલેશને ન ગમ્યું તમારી પ્રતિષ્ઠા વધે તેમાં તેની તેને અદેખાઇ થઇ એવી ગંધ મને આવી છે. ગુજરાતી શ્રેષ્ઠ વાર્તાઓનો વાર્તાસંગ્રહ પ્રકટ થાય અને તેમાં તમારી વાર્તાની પસંદગી થઇ તે બકુલેશને ગમે કે ન ગમે પણ તમે શા માટે સંમતિ આપવાની ના પાડી? સંપાદક વાર્તાકલાની દૃષ્ટિથી ગુજરાતની શ્રેષ્ઠ વાર્તાઓનો સંગ્રહ બહાર પડે, ત્યારે ગુજરાતી વાર્તાને વળાંક આપનાર તમારી વાર્તા આપવાની ના પાડો તેમાં તમે તમારી સાહિત્યનિષ્ઠા ચૂકયા છો. બકુલેશની વૃત્તિ બરાબર નથી એમ મેં તેમને મારી રીતે કહ્યું હતું, પણ બકુલેશના ખોટા દબાણને વશ થઇ તમે તમારી વિવેકબુદ્ધિ ચૂકયા તેથી હું ખેદ અનુભવું છું. બકુલેશની વાર્તા પસંદગી ન પામે એમાં તમારો શો દોષ? પસંદગી કરનારની પ્રમાણિકતામાં શંકા હોય અને બકુલેશને નીચો પાડવા તમને ઊંચે ચડાવે છે એમ તમને લગ્યું હોય તો તમે જરૂર ના પાડો પણ બકુલેશની અસૂયાવૃત્તિને તમે સંમતિ નહિ આપીને પરોક્ષ રીતે પોષી છે તેથી હું દુઃખ પામું છું ન પૂછનાર સાહિત્યરસિકો પાસે તમે શો જવાબ આપી શકશો?"

ખત્રીએ હસતાં હસતાં મને કહ્યું, "પ્રોફેસર, તમે કહ્યું તે હું શું સમજતો નથી? પણ વાર્તા ક્ષેત્રમાં મને પ્રથમ પ્રવેશ કરાવનાર બકુલેશ હતા તેથી મારી વાર્તાને લીધે તેને દુઃખ થતું હોય તો મારે એ મિત્ર ખાતર સાહિત્યપ્રતિષ્ઠા જતી કરવી એમ વિચારી મે સંમતિ પાછી ખેંચી લીધી. બકુલેશને હું શી રીતે સમજાવું? મેં ખોટું કર્યું છે તે હું જાણું છું, પણ બકુલેશની મૈત્રીને ક્ષુબ્ધ કરવાની મારી તૈયારી નહોતી. સાહિત્યપ્રતિષ્ઠા કરતા મારે મન મિત્રતાનું મૂલ્ય વધારે છે. મિત્ર તરીકે મારા પ્રત્યે એવો પ્રેમ રાખ્યો કે હું તેને જિંદગી સુધી ન ભૂલી શકું." એ વાર્તાસંગ્રહની બીજી આવૃત્તિમાં ખત્રીની વાર્તા હતી.

○ ○ ○

હવેનો પ્રસંગ લખતાં મારું હૃદય ભરાઇ આવે છે, આંખો ભીની બને છે, અકથ્ય કરુણા અનુભવું છું ખત્રી એમના મૃત્યુ પહેલાં ત્રણ ચાર મહિના અગાઉ મુંબઇ આવ્યા હતા. શ્રી હીરાભાઇ ફોફલિયા તેમના અત્યંત નિકટના મિત્ર. એમને ત્યાં જ ઊતરે અને ફોફલિયા તેની સાથે જ હોય હમેશની પધ્ધતિ મુજબ ફોન આવ્યો, "પ્રોફેસર, મળવું છે. કયારે ઘેર હશો?"

"કયારે આવ્યા? ઘેર જ છું. અનુકૂળતાએ જલ્દી આવો,"

ખત્રી હીરાભાઇ સાથે સાંજે પાંચેક વાગ્યે આવ્યા ગળા ઉપર રૂમાલ બાંધ્યો હતો. બીડી પીતાં પીતાં અને હસતાં બેઠા મારી પાસે. જોડેજ બેઠા હતા. હીરાભાઇ એવીજ રીતે-બીડી પીતાં, પણ હાવકાઇથી.

"ડૉક્ટર, આ રૂમાલ ગળે કેમ બાંધ્યો છે?" મેં પૂછ્યું.

"મને કેન્સર થયું છે તેથી," હસતાં હસતાં ખત્રીએ જવાબ આપ્યો.

"ડૉક્ટર, મશ્કરી મૂકીદો અને સાચી વાત કહોને?"

"પ્રોફેસર, તમે નથી માનતા?"

"ના. કેન્સર થાય એ માણસ હસતાં ટોળાં-ટપ્પાં મારતાં વાત ન કરે એટલું હુ ન સમજું?"

"હું ખરી વાત કહું છું? તાતા મેમોરિયલ હોસ્પિટલમાં આજે જ ડૉ. બોર્જિઝને બતાવીને આવ્યો છું."

"ખરેખર?" હું ગંભીરતાપૂર્વક બોલી ઉઠયો.

"હા. બોર્જીઝે મને કહ્યું કે રોગ મટે તેમ લાગતું નથી. બચવાની આશા બહુ ઓછી છે. ચારપાંચ મહિના જીવનદોરી જરુર રહેશે."

હું તો ખત્રીની આ રીતભાતથી આશ્ચર્યમુગ્ધ તેમજ સ્તબ્ધ બની ગયો. જે વ્યકિત ચારપાંચ મહિનાજ જીવવાની હોય અને જેને મૃત્યુનું વોરંટ મળ્યું હોય તે આવી રીતે બીડી પીતાં હસીને સ્વસ્થતાથી વાત કરી શકે તે મારે મન અભૂતપૂર્વ અને અવિસ્મરણીય તથા ન માની શકાય તેવો પ્રસંગ હતો વાર્તામાં કોઇએ આલેખન કર્યું હોત તોયે તે મને વાસ્તવિકતાથી પર રહેલી કલાસૃષ્ટિની કલ્પનાજ લાગી હોત. મને થયું હું સાંભળું છું તે સાચું છે કે જોઉં છું તે સાચું છે? હું મૂંઝાઇ ગયો.

મારું મનોગત વાંચી ગયા હોય તેમ ડૉક્ટરે કહ્યું, "જુઓ પ્રોફેસર ચારપાંચ મહિના જીવવાનું હોય તો તે જીવન આ સમય દરમ્યાન મારે માટે તેમજ મારાં કુટુંબીજનો માટે કેમ પ્રફુલ્લ અને હસતું ન રહે? રડીએ કે દુખઃ પામીએ તેથી શું જીવનની આયુદોરી થોડી વધારે ટકવાની છે? ઊલટું, જલ્દી સ્વધામ પહોંચવું પડે. માટે મારેતો હસતાં હસતાં જ સ્વસ્થ રીતે આ થોડો સમય જીવવું છે. મારા કુટુંબીજનોને આ વાત અત્યારે કરી નથી; કરવાથી શો ફાયદો? જવાદો એ વાત. અશક્ય છતાં અનુકૂળ ફેરફાર થાય તો તેની તપાસ માટે મને બે મહિના પછી આવવાનું બોર્જિઝે કહ્યું છે હું તે પ્રમાણે આવીશ હવે ચાલો બીજી વાતો કરીએ. આજે રાત્રે તમારી કોલેજની સામે દેના બેન્કના હોલમાં નાટક વિશે સંવિવાદ છે તેમાં હું જરૂર આવીશ. ત્યારે પણ આપણે મળીશું..."

કલાકેક વાતો કરી છૂટા પડયા. મારા ચિત્ત-માંથી ગમગીની જતી નહોતી અને ખત્રીની જીવન દૃષ્ટિની ખુમારી ભુલાતી નહોતી. રાત્રે સંવિવાદમાં મળ્યા. કાંઇક બોલવાની વિનંતી કરી, પણ ગળાની તકલીફને લઇ બોલવાની વિવેકપૂર્વક ના પાડી, પછી નિરાંતે અમે મળ્યા મેં કહ્યું, "ડૉક્ટર, જીવલેણ દર્દ હાજર છતાં આ બીડી પીને શા માટે દર્દને ઉત્તેજો છો?

"પ્રોફેસર! બીડીની ટેવ કેટલાં વર્ષોથી તે તો તમે જાણો છો. હવે જવાનું જ છે તો તેનો આનંદ શા માટે જતો કરવો? શો ફાયદો? જવું હોય ત્યારે પણ હસતાં અને આનંદપૂર્વક વિદાય લેવાનું મને તો ગમે છે," ખત્રીએ કહ્યું

ખત્રી તો ગયા, પણ કેન્સરના દર્દની શંકા વખતે મેં પોતે અનુભવેલો માનસિક સંઘર્ષ સજીવ કરતા ગયા. ૧૯૫૯માં હું **Health & Longevity** નામના અંગ્રેજી પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ કરતો હતો, કેન્સરના પ્રકરણનો અનુવાદ કરતી વખતે તેમાંની એક વાતે મારા ચિત્તમાં ખળભળાટ ઊભો કર્યો. કેન્સરના રોગ વિશે એમાં લખ્યું હતું કે જે વ્યકિતની ઉમર ૪૫ વર્ષ કે તેથી વધુ હોય, જેનું વજન ઘટતું જતું હોય, જેના શરીરમાં શારીરિક કાંઇ ફેરફાર છતા થયા હોય

# ખુમારનો રંગ અને સ્ફૂટ બિંદુ

**પ્રિય ભાઇ મહેશ દવે,**

હાલના ચિંતનમાં અસ્તિત્વ મેળવતી ક્ષણનું મહત્વ વધી ગયું છે. ભૂતકાળના વારસાને અને ભવિષ્યના આયોજનને કોઇ લક્ષમાં લેવા તૈયાર નથી...હું આ ચિંતન સાથે સહમત નથી હું માનું છું, વર્તમાન ક્ષણનું અસ્તિત્વ જ નથી... અથવા જ્યાં ભૂતકાળનો અનુભવ પૂરો થાય છે. ત્યાં, તેજ બિંદુ પર ભવિષ્યનું આયોજન શરૂ થાય છે–તે વર્તમાન ક્ષણ છે, ભુત અને ભવિષ્ય પર અવલંબિત...એવું વર્તમાનનું પરાવલંબી જીવન છે. હું વર્તમાનને મહત્વ આપતો નથી. સ્વાભાવિક છે, કે આવું મારું ચિંતન મારી કૃતિઓમાં મૂર્ત થતું હોય. બાકી તો...

હું નાના લોકો વચ્ચે મોટો થયો છું... એમના પાસેથી બિરાદરી અને ઝિંદાદીલી મળી છે એવી હજી મને બીજેથી નથી મળી... જુઓ, મેં મારા જીવનમાં ચિંતન અને વર્તન વચ્ચે ઓછામાં ઓછું ઘર્ષણ થવા દીધું છે એટલે કોક વિશિષ્ઠ ખુમારી અને અણિશુધ્ધ દૃષ્ટિ જાળવી શક્યો છું એ ખાસિયત મેં ઘણા નાના લોકો પાસેથી મેળવી છે એમની વચ્ચે રહીને જાણવા મળ્યું કે માનવીનું જીવન ક્યાં અને કેવી રીતે રુંધાય છે. મુક્તિ એ અનાદિકાળથી ચિંતનશીલ માનવપ્રાણીનું ધ્યેય રહ્યું છે. એવી મુક્તિ પ્રાપ્ત ન થતી હોવાનો અણગમો, અસંતોષ અને રોષ એ મારા દરેક સર્જનનું બીજ હોય છે. અને તેથી જ એક પ્રકારની હતાશા... ગતિશીલ હતાશા, **impotant** નહિ... હતાશભાવ–ઘેરા રંગ જેવો મારા સર્જનો પર પડ્યો પાથર્યો રહે છે... માનવીએ જ્યારથી સમૂહમાં રહેવાનું શરૂ કર્યું ત્યારથી એની મુક્તિ આડે અવરોધો–**inhibitions** શરૂ થયાં... પણ સ્વેચ્છાથી સ્વીકારેલાં બંધનો વિના સમૂહગત સામાજીક જીવન શક્ય નથી. એવું બનતું રહ્યું છે એક વારની સ્વેચ્છા અંતે બળાત્કાર બની રહે છે એટલે આવાં રૂઢ રુક્ષ, નિષ્પ્રાણ **inhibitions**ની આરપાર હું જીવન–સત્ય–સૌન્દર્યનું દર્શન પામવા મથતો રહું છું. આ બધું મેં આગળ કહ્યું તેમ, નાના લોકો કે જે જીવનના અતિરેકથી ડરતા નથી, એમની વચ્ચે રહીને એમાંનો એક બનીને હું પ્રાપ્ત કરી રહ્યો છું.

મેં લગભગ છ વર્ષ સાહિત્યિક મૌન સેવ્યું. 'રુચિ' જાન્યુ. માં 'માટીનો ઘડો,' 'કેસુડાં'માં 'ખલાસ' અને એક ગઇ કાલે લખીને તૈયાર કરી છે. સ્વાતિ પ્રકાશન મારો ત્રીજો સંગ્રહ બહાર પાડશે. નામ હશે ' ખરાં બપોર...'

સ્નેહાધિન,

**જયંત ખત્રી**

ડૉ. જયંત ખત્રીની...

# સ્થગિત બેચેની

સંકલન :

ડૉ. મનુભાઈ પાંધી

ચાર દિવસ સતત વરસ્યા બાદ વર્ષાની હેલી થંભી ગઈ. વેરાયેલાં વાદળોમાં મોટાં ગાબડાં પડ્યાં. અને તેમાંથી નીલ રંગનું આકાશ દેખાવા લાગ્યું. તાપથી સળગતી ધરતીની કાયા પાણીથી તરબોળ બનતાં તેમાંથી ખૂશ્બુ ઊઠી. બપોર પછી તો સૂર્ય પણ બહાર નીકળ્યો. પ્રકાશના આગમનથી વાતાવરણની સુસ્તી સરી પડી. વૃક્ષોમાં ભરાઈ રહેલ પક્ષીઓ તાપમાં પોતાની પાંખ સૂકવવા નીકળી પડ્યાં.

મારા ઘરમાં ઉપરના ખંડની બારીએથી હું કુદરતનું આ સૌમ્ય સ્વરૂપ નીરખી રહ્યો હતો ત્યાં નીચે મારા દવાખાનામાંથી પરિચિત અવાજ સંભળાયો.

" મનુભાઈ "

નીચે આવીને જોયું તો ડૉ. ખત્રી બેઠા હતા. એક પગ પર બીજો પગ ચઢાવી, શરીર જરા ઢીલું મૂકી હંમેશની રીત પ્રમાણે ખુરશીના હાથા પર હાથ ટેક્યો હતો. અને પાતળી આંગળીઓ વચ્ચે સિગારેટ જલતી હતી. આંખો સ્થિર રીતે દીવાલને તાકતી હતી. મને જોઈ તેમના પાતળા હોઠ પર આછું હાસ્ય ફરક્યું.

"ફરવા ચાલશું ?"

"ચાલો જઈએ."

કોઈ બનાવ, કોઈ વાર્તા, ચિત્રના રંગો અથવા વાતાવરણ મનમાં ઘૂંટાતું હોય ત્યારે ડૉ. જયંત ખત્રી બેચેની અનુભવતા. કલાકારના લાગણી પ્રધાન મન પર તેમની બુદ્ધિનું પ્રભુત્વ વર્તાતું. તેથી તેમની આ જાતની બેચેની તેમના અતિ નિકટના સાથીઓ સિવાય કોઈ અન્યથી કળાતી નહિ.

મને લાગ્યું કે આ સમયે તેમને કંઈક કહેવું છે. એ તક હું જતી કરવા ઇચ્છતો ન હતો. હું અને વનુ (પાંધી) વિનુ (કેશવાણી) તેમની સાથે નીકળી પડ્યા. અમે ધીમેથી ચાલતા હતા. તેમ જતાં શહેર ઝડપથી અમારા પગ નીચેથી સરી ગયું. અમારા પગ મુલાયમ રેતમાં ખૂંપી જતા હતાં. એક કૂતરું બાકો બોદતું હતું. અમારી સામે સતત જોઈ પાછું પોતાના કાર્યમાં ગૂંથાઈ ગયું. વનુએ કહ્યું,

"ડાક્ટર, તમારી વાર્તાનું પાત્ર અહીં પણ મોજુદ છે."

નજરથી કૂતરાને પંપાળતા ડાક્ટર હસી પડ્યા. રેતીના ઢગલા જ્યાં પૂરા થતા હતા ત્યાંથી દરિયા કિનારો શરૂ થતો હતો. તેની ભીની રેતીમાં અમારા પગલાંની છાપને, દબાણથી ફૂટેલ પાણી થોડીવારમાં ભૂંસી નાખતું હતું.

ઊંચાણવાળા એક મોટા રેતીના ઢગલા પર અમે લાંબા થઈને લેટી પડ્યા. નજર સામે અફાટ ખારા પાણી વિસ્તરીને પડ્યાં હતાં. વિનુ બોલ્યો:

"ડાક્ટર, ગોર્કીની પેલી વાર્તા સાંભરવા યાદ આવે છે? દરિયો તેમાં કેવો જીવંત છે!"



...મનુ પાંધી ડૉ. જયંત ખત્રી સાથે.

**ડૉ. જયંત ખત્રીના મનોનેપથ્યમાં ડોકિયું કરતા એમના તણીભર્યા જીવનના કેટલાક યાદગાર પ્રસંગો અહિં કંડારાયાં છે.**

ડૉ. ખત્રીએ દરિયા પરથીપોતાની નજર ખસેડયા વગર કહ્યું,

"વાતાવરણની દરેક પર ઘેરી અસર હોય છે. મનુભાઇની વાર્તાઓમાં સાગર-ખેડુઓ દેખાય છે, વનુ તેં તો દરિયા પર નવલકથા પણ લખી નાખી"

સૂંવાળી રેતીમાં મારા હાથને રમત કરવાનું ગમે છે. હું કહું છું.

આપણી સમક્ષ સતત સમુદ્ર ઘુઘવ્યા કરે છે. આપણી દૈનિક જિંદગીનું તે એક અંગ બની ગયું છે માનવ જીવનના ઘડતર પર તેની ઊંડી અસર છે. તેથી આપણી વાર્તાઓમાં કયાંક પણ દરિયો ડોકિયું કરી જ જવાનો. વિનુની રહસ્યકથામાં પણ આજ ભૂગોળ છે ને !"

હાથ પર માથું ગોઠવતા ખત્રી બોલ્યા.

"તમે કહોછો તે સાચું છે. દરેક અસર નીચે માનવી જીવે છે અને તે પ્રમાણે વર્તે છે. માનસિક પ્રત્યાઘાતોની અસર નીચે જિંદગી જીવે છે અને કુદરતને નજરે નિહાળે છે. એક સુંદર સાંજ મારી માનસિક પરિસ્થિતિની અસર તળે મને ખૂબજ મનોહર લાગે છે પણ તે સાંજ સ્વજન ગુમાવી બેઠેલ કોઇ અન્ય માનવીને ફિક્કી અને નિસ્તેજ લાગવાની. સંધ્યા તો એજ છે તેના રંગો પણ જુદા નથી પણ માનવી પોતાના અંતરની અનુભૂતિ પ્રમાણે તેનો આસ્વાદ માણવાનો."

મેં અને તેમના વર્તુળના મિત્રોએ અનુભવ્યું છે કે ડૉ. જયંત ખત્રી સિદ્ધહસ્ત નવલિકાકાર અને ચિત્રકાર તો હતા જ પણ અન્યમાં જવલ્લેજ જોવા મળતી વાત કહેવાની કળા તેમને સાધ્ય હતી. કોઇ વાત, પ્રસંગ અથવા અનુભવ વિષે તેઓ બોલવા બેસતા ત્યારે તેમાંથી એક સુંદર વાર્તા જન્મ પામતી. તેમની વાત કયાંય તૂટતી નહીં, ઠરડાતી નહીં, પૂર્વાપર સંબંધ સંપૂર્ણ જળવાઇ રહેતો. શ્રોતા બધું નજર સમક્ષ બની રહ્યું છે. તેવો અનુભવ પામતો. ડૉ. ખત્રીની જેટલી નવલિકાઓ લખાઇ છે તેથી વધુ તેમણે આ રીતે કહી છે. તેથી અપ્રગટ વાર્તાઓ માંહેની આ વાત તેમણે અમને કહી છે.

તેમની આંખ વાત કહેવાની પૂર્વભૂમિકાની તૈયારીમાં ગંભીર બની ગઇ છે. તેમના મનના વિચારો પ્રમાણે હોઠ શબ્દો શોધી કાઢે છે....

"મનુભાઇ, મને યાદ છે કે તમે એક દિવસ મને પૂછેલું કે મારી વાર્તા 'અમે બુદ્ધિમાનો' જે કાળમાં લખાયેલી તે કાળના વ્હેણો ફરી ગયાંછે અને વર્તમાનના માનવી જીવન ને અનુલક્ષીને મારે તે વાર્તા ફરીથી લખવી જોઇએ. તમારી એ વાત ઘણી સાચી છે પણ મને લાગે છે કે મોટા શહેરો કે જયાં જુદીજુદી પ્રકૃત્તિના માનવીઓ વસે છે, અને બદલાતા મિજાજ ના પાત્રો નજરે ચઢે છે તે વાતાવરણથી હું સહેજ દૂર થઇ ગયો છું વૈજ્ઞાનિક રીતે તેમનું મનોવિશ્લેષણ કરવું મારા માટે મુશ્કેલ છે, પરંતુ 'અમે બુદ્ધિમાનો' મેં લખી ત્યારે એમની સાથે જ હું જીવતો હતો. તેમના માંહેનો હું એક હતો."

ડૉ. ખત્રી સહેજ ચૂપ થઇ જાય છે. જીંદગીના અંગત અનુભવો નું સંકલન કરતાં તેમની આંખ ઝીણી બને છે. હમેશ જેમ મનના ભાવ તેમનો ચહેરો બહાર પડવા નથી દેતો પણ હું જોઉં છું કે તેમની આંખ તેમને છેતરીને તે ભાવ છતા કરી દે છે. તેમની સિગારેટ કેસમાં જુદી જુદી જાતનીસિગરેટ છે. તેમાંથી પસંદ કરીને એક સિગારેટ સળગાવે છે. પોતાના મિજાજને અનુરૂપ એ અને એવી અન્ય તેમની પસંદગીઓની મને જાણ છે સ્વસ્થતાથી તે સિગારેટના દમ લે છે તે બોલવા લાગે છે...

"મનુભાઇ, તમે પણ ડોકટર છો તમે અનુભવતા હશો કે ડોકટરને બધા જાણે છે પણ ઓળખવાના ખરા અર્થમાં બહુ ઓછા એને ઓળખે છે મોટા શહેરોમાં—નાના શહેરોમાં—ગામડામાં, ફુટપાથ પર કે રસ્તે ચાલતા રાહદારીને એ પોતાના દવાખાનામાં દુકાનદારની જેમ બેઠેલો દેખાય છે. નિષ્ણાત ડોકટરો જેવો એ સાયન્ટીસ્ટ નથી ધંધાદારી છે, મોટે ભાગે એ હકીકત પર એ ઢાંકપિછોડો કરતો હોતો નથી. સમાજમાં એનો વિશિષ્ટ પ્રકારનો મોભો છે. નિષ્ણાતો એનું સન્માન કરે છે કારણ કે એ એમનું આવકનું ગણનાપાત્ર સાધન છે. સવારથી રાત સુધી કોઇ પોતાની ડોકટરી પ્રવૃતિમાં વ્યસ્ત રહે છે- થાકેલો—મનની સમયની ટૂંકી ગણતરી પર દર્દીઓના મોટા ટોળાને સંતોષ આપવા થાકેલા ચહેરા પર સ્મિત પાથરતો મિષ્ટભાષી આમથી તેમ ફરતો' એક હાથમાં સ્ટેથોસ્કોપનો છેડો — બીજા

હાથમાં ટેલીફોનનું રિસીવર અને ધ્રુજતી આંગળીઓ વચ્ચે સિગારેટ, એવો કોઇ જનરલ પ્રેક્ટીશનર, દવાખાને ન હોય ત્યારે કોઇ દરદીને ઘેર પહોંચવા જઇ રહ્યો હોય છે; કોઇ નિષ્ણાતના રૂમ પર કે કોઇ હોસ્પિટલમાં જતો હોય છે અથવા ઇન્ટમટેક્ષ ખાતાના અમલદારની મિજાજી તપાસનાં હસતે મોઢે અપમાન ગળે ઉતારતો હોય છે– આ બધું પતાવ્યા પછી બપોરે ત્રણ વાગ્યે કે રાત્રે દસ અગિયાર વાગ્યે ઘેર નિરાંતનો શ્વાસ લઇ જમવા બેસે છે ત્યારે– અથવા રાતે ભર ઊંઘમાં હોય ત્યારે ટેલિફોનની ઘંટડી વાગતી સાંભળી ધ્રુજી ઊઠે છે. સ્વાદિષ્ટ ભોજન અને સ્ત્રીના સુંવાળા સાહચર્યનો ત્યાગ કરવાની એના પર ફરજ આવી પડે છે ત્યારે એના ચહેરા પરથી એક ક્ષણ માટે લોહી ઊડી જાય છે– અને ઘણી ક્ષણો સુધી કડવી રેખાઓ ગાલ પર બદાયેલી રહે છે.

એના દરદીઓ એના પર લાગણી પાથરતા હોય– કોઇ સભામાં એની ઓળખ આપતાં એના ભારોભાર વખાણ થતાં હોય ત્યારે એને ઘેર સતત અસંતોષમાં છૂવતી એની સ્ત્રીનાં કડવાં વેણ સહેતાં એણે આયાસે પોતાનો મિજાજ કાબૂમાં રાખવો પડે છે. રવિવાર અને અન્ય તહેવારોને દિવસે– કોઇ કૌટુંબિક કે મિત્ર વર્ગે યોજેલા ઉત્સવ વખતે સતત એ ભયમાં છુવતો રહે છે કે ક્યાં પણ કોણ જાણે કેવી મેડિકલ ઇમરજન્સી ઊભી થશે અને એને પોતાના આપ્તજનોના આનંદને છોડી દોડ મૂકવી પડશે.

એની પાસે વૈભવ છે જે એ માણી નથી શકતો– એનું એક વ્હાલસોયું કુટુંબ છે કે જેનાં વ્હાલ અને વાત્સલ્ય ન માણી શકવાની ક્રૂર વિધિએ પરિસ્થિતિ સર્જી છે એની પાસે શારીરિક તંદુરસ્તીની મુડી જરૂર છે પણ એના પર સતત બળાત્કાર થતો હોઇ એનો વ્યય થઇ રહ્યો હોય છે.

એ ડોક્ટર સાયન્ટીસ્ટ નથી. મોટે ભાગે એનું વૈદકીય જ્ઞાન સીમિત છે એ મુખ્યત્વે ધંધાદારી છે. અને એ હકીકત પર ઊંડું પિછોડાની દલીલો કરવા એની પાસે સમય ફાજલ નથી. એની પાસે નિષ્ણાતો જેટલી રોગ પારખવાની અને સારવાર કરવાની કાબેલિયત નથી. છતાંય વરસોના અનુભવની એની પાસે મૂડી છે, નિષ્ણાત રોગને ઓળખે છે જ્યારે આ વ્યક્તિ રોગ અને રોગી બન્નેને ઓળખે છે એ જાણે છે કે એના અમુક દરદીને આ મહિને નોકરીમાંથી રજા મળે છે. એની અમુક સ્ત્રી દરદી ચાર મહિના પહેલા વિધવા બની સહારો ખોઇ બેઠી છે. એક અન્ય દરદી અભણ અને અજ્ઞાન હોઇ એના રોગની ગંભીર કટોકટીને નથી સમજી શકતો. આર્થિક પરિસ્થિતિ સારી ન હોવાને કારણે સારવાર અધવચ્ચે છોડીને કોઇ જતું રહે, આર્થિક પરિસ્થિતિ ખરાબ હોવા છતાં, મામૂલી રોગના મોટા દેખાતા ભયના કારણે કોઇ દરદી પોતાની રહી સહી બચતને વેડફી રહ્યો હોય પચીસમે વર્ષે છ સંતાનોની મા બનેલી અકાળ પ્રૌઢાવસ્થા પામેલી કોઇ યુવતી સાતમા ગર્ભાધાન વખતે ગર્ભપાતની માગણી કરી રહી હોય. એક બે વર્ષની બોજ પછી કોઇ ડિગ્રીધારીના, નોકરીપર ચડવાના પહેલાજ દિવસે એપેન્ડીસાઇટીસનો એને રોગ થાય. કૌટુંબિક ઝગડાને પરિણામે કોઇ આત્મહત્યાના પ્રયાસ કરે–રોગીની આવી પરિસ્થિતિ જાણી સમજી વિચારી એ રોગ તરફ આગળ વધે છે રોગની સારવાર અને રોગીની માવજત એને કરવાની રહે છે.”

સતત બોલવાથી ઊભો થએલ થાક દૂર કરવા ડો. ખત્રી થોડીવાર ચૂપ રહે છે. નવી સળગાવેલ સિગારેટ એમની આંગળીઓ વચ્ચે વધુ સમય રહી શકતી નથી. હોઠ તેની મોજ માણવા આતુર છે. હું પોતે ડોક્ટર છું ડોક્ટરની જિંદગીની તેમણે ઊભી કરેલ તસ્વીર ખૂબજ વાસ્તવિક છે. ઘૂઘવતો સાગર તેમની વાતને આગળ લંબાવવા અનુરૂપ વાતાવરણ ઊભું કરતો હું જોઉં છું. અમારા ત્રણમાંથી બોલવાની કોઇને ઇચ્છા થતી નથી.

આકાશમાં હજુ વાદળો વિખેરાયાં નથી. ડો. ખત્રીની નજર તેમાં ખોવાઇ ગઇ છે દરિયાના અસંખ્ય મોજાં એક બીજામાં ભળી ગયાં છે. એમનું અલગ અસ્તિત્વ નાબૂદ થઇ જઇ તેમાંથી મહા સાગરનું સ્વરૂપ ઊભું થતું હું જોઉં છું. કોઇ મચ્છીમાર પાણીમાં ડૂબેલ જાળ ઉપર ખેંચીલે તેમ ડોક્ટર પોતાની નજર સમેટી લે છે. અધૂરી વાત શરૂ થાય તેની અમે આતુરતાથી રાહ જોઇએ છીએ. વાત આગળ વધે છે.

"બધાજ જનરલ પ્રેક્ટીશનર આવું કરતા હોય છે? જેમ બીજા તેમ હું મારી જાતને આ પ્રશ્ન પૂછું છું અને આ પ્રશ્નનો હું મને ઉત્તર આપું તે પહેલાં એક વિષાદ મને ઘેરી વળે છે. આ ધરતી પર કેટલી બધી યાતના છે. રોગ સૌથી મોટી યાતના છે એવું નથી કંઇ. કદાચ એ જ એક યાતના છે જે દૂર કરી શકાય છે બાકી તો માનવીએ પોતાની આસપાસ રચનાની એક એવી જાળ ઊભી કરી છે કે જેમાંથી હવે કોઇ છટકબારી નથી રહી. એ જાળની એકવારની મુલાયમતા જતી રહી છે. બરછટ અને કર્કશ એ જ્યાં અડે ત્યાં પીડા ઊપડે છે. માનવી રચનાની યાતનાના વૈવિધ્યને સંસ્કૃતિ કહી બીજાઓને અને પોતાની જાતને ઠગી રહ્યો છે.

એક વાર મારી હોસ્પિટલના આઉટડોરમાં એક મધ્યવયનો મિલ કામદાર માત્ર પેટ દુખવાના કારણે હોસ્પિટલમાં ઇન્ડોર પેશન્ટ તરીકે પ્રવેશ માગી રહ્યો હતો. હું જેમના મદદનીશ તરીકે કામ કરી રહ્યો હતો એ નિષ્ણાત ડોકટરે કહ્યું.

"આઉટડોરમાંથી દવા લઇ જાઓ. આવા નાના રોગ માટે હોસ્પિટલમાં પ્રવેશ ન મળે."

" પણ સાહેબ, બહુ દુખે છે–દુઃખી છું. મારી પત્ની મને એ દિવસ પર છોડીને જતી રહી. હું ભૂખ્યો છું, બેચેન છું. મને રડવું આવે છે...!"

આ હોસ્પિટલ છે સદાવ્રત ખાતું નથી જાઓ... જાઓ... બહાર જાઓ."

સીલિંગ ફેન મોટો ખખડાટ કરીને ફરી રહ્યો. એ અવાજ સિવાય આ આઉટ પેશન્ટ હોલમાં હાજર રહેલા વિદ્યાર્થીઓ, નર્સ, વોર્ડબોય અને અન્ય દરદીઓ પર એક ક્ષણ ચૂપકી ફરી વળી... એની આજીજી શમી ગઇ હતી. આંસુ લૂછવાનો ડોળ કરતો એ બહાર જઇ રહ્યો હતો. ત્યારે મેં એને ખભે હાથ રાખીને પૂછ્યું.

"તારી બીજીવારની પત્ની હતી?"

એણે માથું ધુણાવીને હા કહી અને મારા તરફ ક્ષણભર દયાર્દ્ર આંખે જોવાની તક મળે તે પહેલાં તો વોર્ડબોય એનો હાથ પકડી બહાર ખેંચી ગયો.

અને તરતજ નિષ્ણાતે વિદ્યાર્થીઓને પ્રશ્ન કર્યો,

"આ પશ્ન ડોકટર ખત્રીએ કેમ પૂછ્યો ?"

અરધી મિનીટ એની આંખ એકેક ચહેરા પર ફરી વળી અને કોઇ ઉત્તર ન મળ્યો ત્યારે ટેબલ પર મુઠી ઠોકતાં એમણે કયું "Elementary, Mydear Watson.,, અને પછી એ મારાચહેરા પર આંખ થંભાવી જોઇ રહયા.

મેં કહ્યું "કેસશીટમાં આ સોન્યા ગેનુની ઉમર તેતાલીસ વરસની બતાવી છે. એની પહેલી વારની પત્ની જિવતી હોય તો ચાલીસ આડત્રીસની ઉમરની હોંઇ શકે અને સ્ત્રી આ ઉમરે કોઇ પ્રેમી સાથે ભાગી જવાની સંભવિતતા નહિવત છે એટલેજ મેં આ પ્રશ્ન પૂછ્યો."

બધા જતા રહયા. પંખાનો ખખડાટ બંધ પડયો અને મેં મારા 'ઓસ'ની સિગારેટ પેટાવવા દીવાસળી એની સામે ધરી, ત્યારે ચશ્માની ઉપરની કિનાર પરથી એકાગ્ર મારી સામે જોઇ રહેતાં એમણે પૂછ્યું.

"ખત્રી, ફ્રોઇડ વાંચ્યો છે ?"

"નહિ"

"ખરેખર !"

મેં માથું ધુણાવ્યું.

"તારે તો જરૂર વાંચવો જોઇએ. મારી પાસે છે પુસ્તક એનું. કાલે લાવી આપીશ. નિરાંતે વાંચજે અભ્યાસ કરજે."

ડો. ખત્રી અચાનક ચુપ થઇ ગયા. સૂર્ય ધીમે ધીમે ઉપર આકાશમાં નમતો હતો. પવનમાં ખારી વાસ ભભકતી હતી. પાણીમાંથી ઊછળીને માછલી નીચે પડતી હતી બે ત્રણ કરચલાં ઝડપથી ભીની રેત પર દોડતાં હતાં ક્ષિતિજમાં દેખાતાં વાદળો ધીમે ધીમે નજીક ખસતા આવતાં હતાં. અને તેના પડછાયા નીચેનો દરિયો કાળો પડી ગયો હતો. આંગળી વચ્ચે ઠરી ગએલ સિગારેટ તરફ જોઇ સહજ હસીને ટેરવાની ઠેસથી દૂર ઉડાડી મૂકી રેતીમાં પડેલ માચીસ એમણે હાથમાં લીધું પણ

નવી સિગારેટ સળગાવી નહિ. ડૉ. ખત્રીની આ ક્રિયાથી મને લાગ્યું કે તેઓ ગતજીવનની મુલાયમ યાદમાં ખોવાઈ ગયા છે તેમની આ ચૂપકી વધારે ન લંબાઇ તેમણે ફરી શરૂ કર્યું.

“મેં ચાર દિવસમાં ફ્રોઇડની સાઇકોલોજીના પ્રાથમિક સિધ્ધાંતોનો અભ્યાસ કરી લીધો.

પછીના એક વરસમાં કેટલોક બારીક અભ્યાસ પણ કર્યો અને મને જાણ થઇ કે વ્યક્તિનું મનજ્ઞાતક અને અજ્ઞાત કેવું અવળચંડું હોય છે! ત્યારથી ચોક્કસ પ્રસંગ અને પરિસ્થિતિ વચ્ચે મુકાયલી વ્યક્તિનું વર્તન અને ગેરવર્તન જોવાની મારી દૃષ્ટિ બદલાઇ.

હું સમજણો થયો એટલે કે મારી જાતને હું વનોઆકે સમજવા લાગ્યો ત્યારથી જ મને કોઇ કોઇ થયા કરતું કે એક ચોક્કસ પ્રકારનો વિષાદ મારા વ્યક્તિત્વના અનેક પાસામાંનું એક પાસું હતું. અને હવે દૃષ્ટિ જ્યારે બદલાઇ હતી—અને એ બદલવાની ક્રિયાનું અત્યાર સુધી સાતત્ય જળવાઇ રહ્યું છે— ત્યારે આ વિષાદને ચોક્કસ આકારમાં જોઇ શકતો હતો— જેમ મારા હાથપગને મારા તરીકે ઓળખી શકું એમ આ વિષાદને મારા તરીકે હવે હું પારખી શકતો હતો...

હું સતત બેચેન રહેતો. બેચેની કેદિન બનતી ત્યારે હું હતો એનાથી વધારે અસ્વસ્થ બનતો.

## સર્જકનું મૃત્યુ

મૃત્યુ કેરી ક્ષણે અધર પર એક શબ્દ સળવળતો દીઠો,
દૃષ્ટિના રણ કેરી લપટે જલનો મૃગ મેં જલતો દીઠો.

પલની પ્યાસી છીપ મહીં એક બુંદ ધીરેથી ઢળી ગયું,
એક અણીં વીંધ્યા મોતીમાં મેં જીવનસાગર ડુબતો દીઠો.

હોઠ ઉપર આવાહન કેરી અમીટરેખ અંકિત હતી,
મૃત્યુ કેરી ઘટા જોઇ મેં કલા કલાપી કરતો દીઠો.

આજ હવા અહીં ઊભી ઊભીમે એક કવિતા કરી રહી,
એક શ્વાસમાં જીવનકહાણી સર્જકને ગણગણતો દીઠો.

એ દૃષ્ટિએ છતાં કર્યાં'તાં ઘણાં જવાહીર ધૂળ તણાં,
કૈંક અજન્મ્યાં પાત્રોનો ત્યાં લાવા મેં ખદબદતો દીઠો.

શાંત કપાળે આજ અચાનક સળ ઊપસ્યા સંઘર્ષ તણાં,
જીવનની ઝોળી છલકાવી, વામનને ડગ ભરતો દીઠો.

ધડકનનાં ડગ જરી લથડતાં ઝંકૃત સંજ્ઞા તાર થયા,
જીવની છેલ્લી ક્ષણમાં મેં માનવને મહઝરતો દીઠો.

—ગૌતમ શર્મા

સ્વ. ડૉ. જયંત ખત્રીના અંત સુધીની જિવંત ક્ષણો મેં જોઇ છે અનુભવી છે. અને એ ક્ષણોને મેં મારી આ કાવ્યાંજલિમાં શબ્દસ્થ કરવાનો પ્રયત્ન કર્યો છે.

—ગૌતમ શર્મા

આ સમાજની રચનાનાં કેટલાક જડ બનેલા ચોસલા પર કોઇનું વ્યક્તિત્વ અફડાઇને ટૂકડે ટૂકડા થઇ જતું. મારી ધંધાકીય પ્રવૃત્તિ દરમ્યાન આવી અનેક વ્યક્તિઓ સાથે નિકટના સંબંધમાં આવવાના મને મોકા પ્રાપ્ત થાય છે ત્યારે મને ખબર છે કે આ શક્ય નથી તોય એક મૂરખની જેમ એના **ભગ્ન વ્યક્તિત્વના ટૂકડાઓને એકઠા કરી એના મૂળ આકારમાં ગોઠવવાની તીવ્ર ઇચ્છાને હું ક્યારેય રોકી શક્યો નથી...**

ક્યારેક પ્રાણવાન પ્રયત્નો કર્યા છે... અને હરહંમેશ નિષ્ફળ ગયો

છું... પેલી વ્યકિત મને તરણાને વળગી રહી હોય છે એની આંખમાં એક પ્રશ્ન હોય... જે આ ભ્રષ્ટ રચના વચ્ચે હજારો લાખો વરસથી પુછાતો આવ્યો છે અને સદાકાળ અનુત્તર રહ્યો છે રહેવાનો છે એ મૂક દ્રષ્ટિની સમગ્રતા –એની ચોટ અને એની સભાનતા મારી સર્વ શકિત હરી મને પાડી દે છે. હું હતાશ પડી રહું છું, વિષાદની ગર્તામાં ઊંડે ઊંડે મારી જાતને ઊતરતો અનુભવું છું છતાંય આ રૌદ્ર વાસ્તવિકતાને મેં કયારેય દુર હડસેલી નથી... જે છે તે રહેવાનું છે એને દૂર હડસેલવાથી એ નાબૂદ નહિ થાય એ દૂર છે માટે નથી એવા ભ્રામક ખ્યાલને મેં પાળી પોષીને મોટો કર્યો નથી. દાકતર સાહેબ આતા કાય હોણાર ? '

'અબ મેરા મુન્ના નહિ બચેગા?'

'તો હું ખરેખર આંધળી થઇ જઇશ ?'

આવા અનેકાનેક પુછાયેલા પ્રશ્નોના મારી પાસે ઉત્તર હોય છેજ. પણ એ અણઘડ રીતે ફેંકાતા નથી... અમુક સુલાયમતાથી ધીરે રહીને મુકાય છે કે જેમાં ઓછામાં ઓછો આઘાત રહેવા પામે.

અને તોયે જે બનવાનું છે તે બને ત્યારે,

'દાકતર સાહેબ હી કાય ઝાલા?'

'આપ કુછ ન કર સકે?'

'હવે શેષ જીવન હું કેમ વ્યતીત કરીશ?'

મને ખબર હોય છે જ કે મારે આવું સાંભળવાનું મળશે, મેં એની પૂર્વ તૈયારી પણ કરી હોય છે તોય આવો એક પ્રશ્ન મારા પર ફેંકાય છે ત્યારે મારી આસપાસ મેં રચેલો સ્વસ્થ મનની સુરક્ષાનો દુર્ગ એકજ પ્રહારથી તૂટી પડે છે અને તરતજ દોટ મૂકતું વિષાદનું એક મોટું ટોળું એ ગાબડામાંથી અંદર પ્રવેશે છે.

બેચીનીની બેંચ પર થોડી ક્ષણ હું થથરતો ઊભો રહું છું. **લોકોને મારી બેચેનીની ભાગ્યેજ જાણ થાય છે.** હું મારા દવાખાનામાં લોકોને સ્વસ્થ બેઠેલો જણાઉં છું કોઇ મને સલામ કરતો પસાર થાય છે, અને એની તરફ જોતો દેખાતો હોવા છતાં હસીને એની સલામ હું પાછી વાળતો નથી ત્યારે મારા વર્તનની વિચિત્રતા એને કૂંણી જગ્યાએ અડી જાય છે. પણ આટલા વર્ષો બાદ લોકો હવે મારાથી ટેવાઇ ગયા છે. કોઇના પણ લગ્ન સંમારંભમાં હુ ન જાઉં.અન્ય પ્રસંગે દિલાસાના પોકળ શબ્દો લખી ન પાઠવું... દિવાળીની શુભેચ્છાઓ મિત્રવર્ગને ન પાઠવું, પત્રોના ઉત્તરે ન વાળું તો હવે કોઇ મારા વિચિત્ર વર્તનની નોંધ લેતું નથી. **મને ધૂની કહી લોકોએ મને પડખે હડસેલી દીધો છે એ એમની ઉદારતા છે અને મને મનગમતી હકિક્ત છે.**

મારી આ ધૂન મારા વિષાદનું એક પાસું છે– મનુભાઇ, આ વિષાદનો બોજ હવે વધ્યો છે– આ વિષાદના સ્પેર પાર્ટસ જયાંથી મને મોકલાતા રહે છે. તે–આ ભ્રષ્ટ રચનાનું–આ કારખાનું એનું એજ છે. આજે અનાયાસે તમારી સમક્ષ એ સ્પેરપાર્ટસની એસેમ્બ્લી થઇ રહી છે. દાંતાળા ચકર નટબોલો, બેકેટ, ટયુબ–પ્લેટ–હુક-વાયર–પેટ્રોલ પાણી, ગ્રીઝ-બેટરી ઇલેકટ્રીસીટી... સતત સંચાલનમાં રહેતા આ મહાકાય સમાજ મશીનના આ અંગો લોકો...સ્પેરપાર્ટસ કેટલાક જૂના થઇ ઠરડાતા લગભગ બધા જ દુરસ્તી માગતા લોકો. એકમ તરીકે વ્યકિત બની–અને સમૂહમાં અહિં હાજર છે. રોગે હરી લીધેલી શારીરિક અને માનસિક પરિસ્થિતિવાળા પ્રસંગોમાં રોગયુકત વિકૃત નિર્બળ જીવનયુધ્ધમાં હાર સ્વીકારી અસ્તિત્વના શકિતશાળી વહનમાં મૂઢ બની ઢસડાતા, તો કેટલાક હતાશા રેલાવતા, વિકૃતિનો ચેપ પ્રસારતા વચ્ચે વચ્ચે માનવતાનો ઝબકારો આપી જતા લોકો લોકો **લોકો** મેં જોયા છે. જાણ્યા છે અને જેમની વચ્ચે મેં મારૂં વ્યકિતત્વ વિલીન થવા દેવામાં મારા અહોભાગ્ય માન્યા છે એ લોકોને હું આજે અહીં એકઠા કરૂં છું. **મારી બેચેનીની આ (આખરી) વાચા છે**

ડૉ. ખત્રી વાત કરતાં અટકે છે તેમના તીવ્ર મનોમંથનોનો સાગર જાણે અમારા પર ઊલળી પડયો હોય તેવી ગુંગળામણ અમે અનુભવીએ છીએ. તેના આવેગમાં ઢસડાઇ જતી અમારી જાતને રોકવા અમે પ્રયત્ન કરતા નથી. સુકી થવા આવેલ રેતી હવે ઉડવા લાગે છે મિજાજને અનુલક્ષીને ડોકટર સિગારેટ કેશમાંથી શોધીને સિગારેટ સળગાવે છે.

'મનુભાઈ', આ બધું હું કહું છું તે મને અક્ષરશઃ યાદ છે ઘણી વાતો એવી હોય છે જે કદી ભુલી શકાતી હોતી નથી. મનના ખુણામાં સંતાઈને બેઠેલ યાદને હંદોળતા તે ખુલ્લા સ્વરૂપે આગળ સરકી આવે છે. મને બરાબર યાદ છે... મુંબઈ ગ્રીલારેસ રોડ પરના મારા દવાખાનામાં આજથી ત્રીસ વર્ષ પુર્વે એક દુર્બળ મધ્ય વયનો મિલ કામદાર પોતાના બાર વર્ષના પુત્રને સારવાર માટે લાવ્યો. બે દિવસની સારવાર બાદ દેખાયો નહિ ચોથે દિવસે ઝીણો દુબળો અને ફિક્કો એ દવાખાનાને ઓટલે અઢેલીને ફુટપાથ પર બેઠો હતો.

''અરે બારક્યા (ઝીણા) કુઠે હોતો તું દોન દિવસ ? આન યે''

એણે કહ્યું એણે હવે દવા ન્હોતી લેવી.

''પણ આન યે ના''

''નાહિ''

એ રડતાં મારી સામે જોતો રહ્યો પણ અંદર ન આવ્યો.

મેં સાંજના એના બાપને બોલાવી અને કહ્યું કે એને હજી બે અઠવાડિયાં દવાની જરૂર હતી એને હજી સારું ન્હોતું થયું,

બારક્યાના બાપ એની તરફ મારી સામે જોતા રહ્યા. માથું હલાવી ના કહી એ પાછા ફરવા જતા હતા ત્યારે હું પરિસ્થિતિ પામી ગયો.


ડૉ. ખત્રીના તબીબ મિત્રો જેમને સાથે રાખીને એમણે કચ્છ–માંડવીમાં અનેક માનવ રાહતના સેવાયજ્ઞો આદરેલાં

ડૉ. મનુભાઈ પાંધી, ડૉ. શતિશ ધ્રુ, ડૉ. કુ. અનસુયાબ્હેન મશરૂવાળા ડૉ. જયંત ખત્રી, ડૉ. છોટાલાલ મહેતા,

મેં વિનામૂલ્ય એની સારવાર શરૂ કરી બદલામાં એ દવાખાનામાં ઝાડુ કાઢતો-સાફસુફી કરતો, લે મૂકના કામ કરતો... આખરે કમ્પાઉન્ડરનું શિક્ષણ લીધું મે એને ઇંગ્રેજી રાત્રિ શાળામાં મોકલ્યો. મારા પરાંમાંના દવાખાનામાં રાત્રે બકુલેશ, આચાર્ય યાજ્ઞિક–સ્વપ્નસ્થ વચ્ચેની સાહિત્ય કળા પરની ચર્ચા સાંભળતો ક્યારેક ઉદ્દામવાદીઓના ઉગ્ર વિવાદ સાંભળી ટ્રેડ યુનિયનનો સક્રિય કાર્યકર બન્યો, હિંદીની ઉચ્ચ પરીક્ષા આપી હિંદીનો પ્રોફેસર થયો. એકસરે ટેકનિશીયન બન્યો... આજે એની પાસે કદાચ મારા કરતા વધારે બચત હશે... જિંદગીમાં એકવાર કોઈના વ્યક્તિત્વના છિન્ન-ભિન્ન ટૂકડાઓને એકત્રિત કરવામાં મને દેખીતી રીતે સફળતા મળે મને એનો એટલો બધો ગર્વ છે કે હું એ અભિમાનથી ફુલાઇ ને ફાટી પડવાનું પસંદ કરું.

એ હજી મને મળે છે નીચે નમીને પ્રણામ કરે છે. એના ચહેરા પર એની એજ ફિક્કાશ છે.... એની આંખોમાં એજ નકારાત્મક ભાવ છે. હું એને હજી 'બારક્યા' કહીને બોલાવું છું

કોઈ વાર વહેમ આવે છે કે આ જીવનમાં કશું જ બદલાતું નથી શું ?

ચંદરીનો વિચાર કરું છું ત્યારે એમ થાય છે કે જે નિર્માણ થયું છે. તે ખરેખર પલટાવી નહિ શકાય. મારા માટે આ ખ્યાલ કેવો બેહુદો છે નહિ વનુ ?

ચંદરી ચોક્કસ રોગની સારવાર લેવા મારી પાસે આવી. અંગ પર જર્જરિત સ્વચ્છ સફેદ સાડી, આંખોમાં સુરમો, તેલ પાયલા કાળા ભમ્મર ઘટ્ટ વાળ. એ બાંકડાને છેડે અંગ સંકોરીને બેઠી. ત્યારે મારી ટેબલ આગળની બારી બહારનાં નાનકડા ફ્લાવર બેડવાળા કમ્પાઉન્ડ માંના કુસુમિત ચંપાના વૃક્ષ પરથી

( અનુસંધાન ૪૯ મે પાને )

# કલાકૃતિના અમરત્વ વિના કશાનો

દશેક વર્ષ પહેલાંનો એક પ્રસંગ શ્રી બકુલેશના અવસાનને ત્રણ ચાર મહિના થયા હશે. ડૉ. જયંત ખત્રી ત્યારે મુંબઇ આવ્યા હતા. મને કહે, 'ચાલ માથેરાન જઇ આવીએ !'

'કેમ ! કૈં માથેરાન સાંભર્યું ?'

'બસ જવું છે એટલે જવું છે. ના નહિ ચાલે સાંભળ્યું ?'

અને અમે માથેરાન ગયા. વળતી સવારે અમે બેલ્વેડર પોઇન્ટ પહોંચ્યા. અહિં પાંચેક વરસ પહેલાં બકુલેશ, જયંતભાઇ અને હું ત્રણે એજ સ્થળપર કલાકો સુધી ગપ્પા મારતા બેઠેલા. ઓચિન્તો વરસાદ આવી પડતાં નખશિખ ભિંજાઇ ગયા હતા. વધુ પલળ વાનુ બાકી રહ્યું નહોતાં, નીતરતે કપડે બેસી રહ્યા. તે વખતે જયંતભાઇ જ્યાં બેઠેલા ત્યાં બેઠા. જ્યાં હું અગાઉ બેઠો હતો ત્યાં મને બેસવાનું કહી જે પત્થરપર બકુલેશ બેઠેલો ત્યાં છવાયલા શૂન્યાવકાશને જયંતભાઇ એકી દષ્ટે તાકી રહ્યા. જરાવારમાં તો નાના બાળકની જેમ એ ચોધાર આંસુએ રડવા લાગ્યા પૂરા કલાક રડી લીધા પછી બોલી શકવા જેટલી સ્વસ્થતા મળતાં એ બોલ્યાં :

'હીરાલાલ, બકુલેશના અવસાન સમયે આંસુને બહાર લાવવા જેટલી મોકળાશ પણ નહોતી રહી. એ ભાર ક્યારનો ડૂંપો દઇ રહ્યો હતો. અરણ્યરુદન કરીને હળવા થવા છેક અહીં આવવું પડયું. અને પછી શ્રી બકુલેશના અવસાન પછી તરત બનેલો પ્રસંગ કહ્યો.

શ્રી બકુલેશની છેલ્લી બિમારી વખતે જયંતભાઇ મુંબઇ આવી ઘણા દિવસ સુધી એમની પાસે રોકાઇ પાછા કચ્છ ગયા હતા. ત્યાં પહોંચ્યા પછી રવિવારની એક સવારે જયન્તભાઇ અને એમના ડૉકટર મિત્રો સપરિવાર રૂકમાવતી ડેમ પર પિકનીક માટે જઇ રહ્યા હતા. જયન્તભાઇ બેસવા જતા હતા ત્યાં તારવાળાએ આવી પહોંચી એમના હાથમાં તાર મૂકયો તાર વાંચી જયન્તભાઇએ ચૂપચાપ ગજવામાં મૂકી દીધો. કોઇએ પૂછ્યું 'શાનો તાર છે? એમણે કહ્યું 'કૈં નહિં.

આ તારમાં શ્રી. બકુલેશના સ્વર્ગવાસના સમાચાર હતા તે તેમણે કોઇને કળવા દીધું નહીં

× × ×

સાત આઠ વરસ પહેલાં............

શ્રી સુરેશ જોષીની 'ગૃહપ્રવેશ' પ્રસિદ્ધ થઇ તે પછી તરતના ગાળામાં શ્રી સુરેશભાઇ અહીં આવ્યા હતા. જે વખતે શ્રી જયંતભાઇ પણ મુંબઇ હતા. આઠદસ મિત્રો રોજ એકઠા થતા રહેતા. રસમય ચર્ચા કરતા. એ અરસામાં એક મિત્રે શ્રી જયંતભાઇને પૂછ્યું.

'સુરેશ જોષીએ તમારી વાર્તા કૃષ્ણજન્મ વાંચી છે?'

'મને શી ખબર?'

'એમણે એ વિષય પર એવી જ વાર્તા લખી છે તે તો તમે જાણો છો. ?'

'પણ તેનું શું છે?'

જો એમની વાત તમારી વાર્તા વાંચ્યા પછી લખાઇ હોય તો એમણે ઋણ સ્વીકાર કરવો જ રહ્યો. અને ધારો એ માત્ર યોગાનુયોગ જ હોય અને એમણે તમને વાંચ્યાં જ ન હોય તો એમને. ગુજરાતી વાર્તા વિષે અભિપ્રાય બાંધવાનો અધિકાર નથી."

દોઢ મહિના પછી ટ્રિટમેન્ટ પૂરી થઇ. અમને કહેવામાં આવ્યું કે દશ વરસ વાંધો નથી.

'બીજા ને કેટલા વરસ કહો છો ?' એમણે પૂછેલું.

બહાર નીકળતી વખતે મેં ગુંચવાઇને નપૂછ્યું

'આવું શા માટે બોલો છો ?'

'તું ડોકટર નથી એટલે નહિ સમજી શકે. આતો શિષ્ટાચાર છે. ડોકટર છું એટલે મને આવા શબ્દોમાં કહ્યું તું હોય તો કહે, 'જુઓ. આ લખી આપું છું તે દવા લેતા રહેશો–દેશમાં જાઓ હવાફેર અને આરામથી સારું થઇ જશે. અને હજારે એકાદ જણ તો આવી પરિસ્થિતિમાંથી પણ બચી જતું હોય છે. એટલે જયાં કોઇ ઉપચાર ન હોય ત્યાં હવે કોઇ ઉપાય નથી ઇલાજ નથી એવું કહેવાનો શો અર્થ ? એટલે આપણે પણ આવું દીધે રાખવાનું સંભાળજે આ વાત બહાર પાડવાની નથી. કોઇ કહેતાં કોઇનેયે કહેવાનું નથી. કોઇ પણ પૂછે તો સારું થઇ ગયું છે. મટી ગયું છે એમજ કહેવું સમજાય છે ?'

'પણ...'

'હવે પણ ને બણ હું તને કયાં ખોટું બોલવા કહું છું ? તારી રૂબરૂજ એમણે નથી કહ્યું ?

× × ×

એ મહિના પહેલાં હું કચ્છ માંડવી ગયો હતો મેં જયંતભાઇ ને કહ્યું

'તમારો એકાદ ફોટો આપોને ? મારા પાસેના તમારા જૂના ફોટા બધા ઘરડા થઇ ગયા છે. માટે તમારો તરતનો જુવાન ફોટો જોઇએ છે

'ફાસીએ ચડાવવા ?

'એટલે ?'

'નથી સમજ તો ? ફુલના ફાંસાનો ગાળિયો નાખી મને દીવાલ પર લટકાવવો છે? હું બધું સમજું છું હો ! મારું ચાલે તો જયાં જયાં મારા ફોટા હોય તે બધા પાછા મંગાવી લઉં પણ એ શકય નથી.'

કચ્છ માંડવીની મારી એ મુલાકાત વખતે જયંતભાઇને ત્યાં દરરોજ રાત્રે સાહિત્ય રસિક મિત્રોનો દાયરો જામ્યો જ રહેતો. એક સાંજે પંદરેક મિત્રો ભેળા થઇ જતાં એક વિષય પર નાનકડો પરિસવાદ ગોઠવાઇ ગયો. શ્રી જયંતભાઇએ પ્રારંભ કર્યો હતો. પછી સહુમિત્રો પોત પોતાના વિચારો દર્શાવ્યા હતા. છેલે ચર્ચાનું સુંદર સમાપન પણ શ્રી જયંતભાઇએ કર્યું હતું લગભગ એકાદ કલાકનો એ કાર્યક્રમ મેં તે વખતે ટેપ કરી લીધો.

એ દિવસ પછી એમણે મને એકાએક પૂછ્યું.

'તુ જયાં જાય ત્યાં તારું આ નાનકડું (ટેપરેકર્ડર) ભેગુંજ ફેરવે છે ?'

'ના કેમ ?'

'સામું કહે જે આપણેજે રેકર્ડીંગ કર્યું છે તેના પાછળ તારો શો ઉદ્દેશ છે'

'ઉદ્દેશ બીજો તે શો હોય ? મેં જવાબ આપ્યો, 'મુંબઇમાં મિત્રોને સંભળાવવાના ઇરાદાથી ટેપ કર્યું છે, અગાઉ પણ આપણે રેકર્ડિંગ ઘણીવાર કયાં નથી કર્યું ?'

'ચાલાકી નહિ જોઇએ' એમણે દ્રઢતાથી કહ્યું. 'કાં તો રેકર્ડિંગ ભુસીનાખ અથવા તો વચન આપ કે હું હાજર ન હોઉ ત્યારે કોઇનેય તુ ટેપ નહિ સંભળાવ !

'હું શું બોલું ?'

એમણે ઉમેર્યું

'મારી વાર્તાઓની વાત જુદી છે. એમાના કલાતત્ત્વના નસીબમાં અમરત્વ લખાયું હોય તો ભલે પણ મારા સ્થૂળ અસ્તિત્વની આકૃતિ કે અવાજ કોઇની સ્મૃતિ છંછેડે, ગમગીન કરે એ મને નહિ ગમે.

# મૃત્યુના સાંનિધ્યમાં જિંદગીની ક્ષણોને આકાર આપતા સર્જનની વિદાય

-શ્રી હરીન્દ્ર દવે

કલાકો સુધી સાહિત્ય ચર્ચા ચાલુ રહી; સર્જક અને સર્જનની સમસ્યાઓ વિશે વાતો થતી હતી. જયંત ખત્રી વાતો કરવા બેસે એટલે એમના શ્રોતાઓમાં સમય પણ આવી બેસે. બધાજ મિત્રો એ વાતથી સભાન હતા, કે અત્યારે ક્રોસબ્રીડમાં પ્રગટતો પ્રતિભાનો અંશ ત્રીજી કે ચોથી પેઢીએ કઇ રીતે લુપ્ત થઇ જાય છે એ વિશે દુનિયામાં થએલા પ્રયોગોની વાત કરતા અથવા કલાકારના ન્યુરોસિસ કે સાધુ બનીને ચાલ્યા જનારા ન્યુરોસિસ વચ્ચે શું સામ્ય છે એની ચર્ચા કરતા જયંત ખત્રી કદાચ થોડા મહિનાઓમાં આપણી વચ્ચે ન પણ હોય. એ કેન્સરના જીવલેણ દર્દના ઓળા હેઠળ જીવતા હતા; પણ એ કલાકો દરમ્યાન ખત્રીએ મૃત્યુની કોઇજ વાત ન કરી, એ જિંદગીની સમસ્યાઓ વિશેજ વાત કરતા રહ્યા. મંત્રમુગ્ધ બની તેઓની વાતો સાંભળતા એમની વાણી ઝીલતા સૌ મિત્રો મૃત્યુની વાત ટાળવા મથતા હતા. છેક છેલ્લે ખત્રીએ જાણે ક્રિકેટ મેચનો સ્કોર કહેતા હોય એટલી સાહજિકતાથી કહ્યું:

> વિખ્યાત કવિ અને વિવેચક શ્રી હરીન્દ્ર દવે એ કલમની પાંખેની કટારમાં શ્રી ખત્રી માટે દિલ ખોલીને વાતો કરી છે. એમણે આપેલી સ્મરણાંજલી અને ડો. ખત્રીના સાહિત્ય સર્જનનું મૂલ્યાંકન 'સંસ્મૃતિ' સાભાર રજુ કરે છે.

'કદાચ આ આપણી છેલ્લીજ મુલાકાત હોય!'

જે વાત સૌ કોઇના મનમાં ભાર બનીને જળુબતી હતી એને આમ પ્રગટ કરી દેવાઇ, તેથી સૌ ઝંખવાણા પડી ગયા.

'ડોકટર, આ તમારો ભ્રમ છે...' કોઇકે કહ્યું.

'હું ડોકટર છું એટલે મૃત્યુ મને છેતરી નહીં શકે' ખત્રીએ સસ્મિત કહ્યું, અને પછી વાતનો વળાંક બદલી નાખ્યો.

અમે સૌ મૃત્યુને વાગોળતા હતા. ત્યારે એ જિંદગીની ક્ષણો ઉપસાવી રહ્યા હતા. એ દોસ્તવેસ્કી ને યાદ કરતા હતા. હેન્રી મિલરની વાત કરતા હતા. બકુલેશની મૈત્રી સંભારતા હતા.

મૃત્યુ સન્મુખ હોય ત્યારે એને વેઇ-ટીંગ રૂમમાં બેસવાનું કહી સ્વસ્થ પણે જિંદગી સાથેનો વાર્તાલાપ ચાલુ રાખવાનુ અશક્ય કાર્ય તેઓ કરી શક્યા હતા.

એ પહેલાં પણ તેઓ મુંબઇ આવેલા. વિલેપારલે સાહિત્ય સભાના ઉત્સવના ત્રણ દિવસોમાં મિત્રોને મળ્યા: સૌની સાથેનો પરિચય તાજો કર્યો. કોઇનાયે મન પર એ ભાર ન આવવા દીધો કે પોતે મૃત્યુના આવી રહેલા પદધ્વનિ સ્પષ્ટપણે સાંભળી શકે એટલી હદે, બીમાર છે.

જોકે એ મૃત્યુના પદધ્વનિને સાંભળતાજ ન હોતા. એતો જિંદગીની ગતિનેજ તાલ આપતા હતા. તેઓ તેમના મનમાં રહેલી એ વાર્તાઓની વાત કરતા હતા. જેને માત્ર એજ ઘાટ આપી શકે એમ હતા. એ રણની ધરતીની અને ત્યાં દેખાતા મૃગજળની વાતો કરતા હતા. વર્ષો પહેલાંની ચાંદની રાતે જંગલોમાં ભટકવા નીકળી પડેલા અને એ ભ્રમણામાંથી કશુંક પામીને પાછા ફરેલા જયંત નામના તરુણને યાદ કરી લેતા હતા; આપણો સ-ર્જક Grow કેમ નથી થતો? એ અમુક મુકામે આવીને અટકી કેમ

જાય છે?

પ્રતીક્ષાખંડમાં મૃત્યુ બેઠું હોય ત્યારે જિંદગીને મુલાકાત આપનાર જયંત ખત્રી આપણી વચ્ચે હવે નથી. ત્યારે આપણે એ નશ્વર દેહની વાત કરીશું કે જે જીવે છે એ વાર્તાઓને યાદ કરીશું ?

ખત્રીની વાર્તાઓ કદાચ આપણી નવી પેઢીના બહુ ઓછા તરૂણોએ વાંચી છે; એમના બંને વાર્તા સંગ્રહો 'ફોરાં' અને 'વહેતાં ઝરણાં' અત્યારે અપ્રાપ્ય છે. ત્રીજો સંગ્રહ 'ખરા બપોર' હજી હવે પ્રગટ થવાનો છે. (એમના મૃત્યુ પછી થયો છે.)

પણ નવી વાર્તાનો એવો કોઇ વળાંક નથી જે ખત્રી પાસેથી પસાર થતો નહોય. આયોજનનો એવો કોઇ કસબ નથી જેનું પુરસ્સંધાન ખત્રીમાં જોઇ ન શકાતું હોય !

ખત્રીની બધીજ વાર્તાઓની વાત કરવી ગમે. પણએ દરેક મુકામે આપણા પગ બંધાઇ જાય છે. 'ફોરાં'ની પહેલીજ વાર્તા છે અમે બુદ્ધિમાનો.'

ત્રીસીમાં આદર્શોના જગતમાં જીવતા થોડાક બુદ્ધિમાનોની આ કથા યુગના વાતાવરણને અતિક્રમી ગઇ છે. આ બુદ્ધિમાનોએ ત્રીસીના વાતાવરણને પડછે જ સાચા નથી, કોઇ પણ યુગમાં સાચા છે. એ સ્વપ્નોમાં જીવે છે. વાસ્તવિકતાથી અકળાઇ જાય છે. અકળામણથી ટેવાઇ જાય છે. કોઇ ટેવાઇ નથી શકતું એ આપઘાત કરે છે. અને એનો આપઘાત એના સાથીઓ માટે કોઇ નવો રસ્તો શોધતો નથી એ રસ્તો સદાને માટે બંધ કરે છે

' અમે બુદ્ધિમાનો' માંનો મધુ આજે પણ જે દુનિયામાં નવું જીવન શરૂ કરવા માગે છે, ત્યાં કોઇક આત્મહત્યા કરે છે, કોઇક એ દુનિયામાંથી ટળી જવાની અણી પર છે, કોઇક નાસી છુટયાં છે છતાં મધુ નવી દુનિયા શરૂ કરવા ઇચ્છે છે કારણ કે એ હજીએ પોતાની જાતને આ યુગનો બુદ્ધિમાન અને આવતા યુગનો પડછાયો માને છે.

તો 'વહેતાંઝરણાં'ની વાર્તા 'તેજ ગતિ અને ધ્વનિ'માં જીવનને પૂર્ણપણે માણવા ઝંખતી કસ્તુરના માર્ગમાં ત્રણ પાત્રો આવેછે. પુત્રી પરણીને ઘર આંગણે જ રહે એવો જમાઇ શોધવા માગતો પિતા, કસ્તુર સામે આંખ ઊંચકીને પણ ન જોતા છતાં એના જીવનના એકેએક અંશમાં રસ લેતા વિધૂર પ્રસાદજી અને કૃતજ્ઞતાથી દીન એવો પતિ નરપત, આ ત્રણે પુરુષોમાં રહેલા જીન્સી તત્વને કલાત્મક રીતે વાર્તાને કથળવા દીધા વિના કે અકારણ ચટાકેદાર બનાવ્યા વિના ખત્રીએ ઘાટ આપ્યો છે

આ કથામાં સતત પ્રસાદજીના અશ્વના દાબડા સંભળાયા કરે છે; નરપત અને કસ્તુરીની ખુલ્લાં મેદાનોમાંની વિશ્રંભકેલીને ક્ષણવાર માટે જોઇ જતા પ્રસાદજી ડોકું ફેરવી લગામના એક જબ્બર આંચકો મારી ઘોડાને મારી મુકે છે. ચૂપકીના સરોવર પર ચાંદની મેઘ બનીને વરસી રહી હતી, ત્યારે નરપત બન્ને હાથમાં કસ્તુરીને ઝીલી લે છે. પણ એટલામાંજ નરપતના હાથની પકડ છુટી જાય છે અતૃપ્તિનો ઢગલો બની ઢળી પડેલી કસ્તુર સાંભળે છે. મેં ઘોડાના દાબડા વાગના સાંભળ્યા... એજ મધરાત વીત્યા પછી 'જુવાન હોય તેને આવી રાતે ઊંઘ કેમ આવે એવો વિચાર કરતી મેડીની બારી પાસે ઊભેલી કસ્તુર ટેકરીના ઢોળાવ પર રૂપેરી ઘાસને ખૂંદતા સફેદ ઘોડાને પસાર થતો જુએ છે. અહીં પ્રસાદજીનો અશ્વ શેનું પ્રતીક બનીને આવે છે? આ ચારે પાત્રોની અતૃપ્ત વાસનાના પદધ્વનિજ કદાચ આ અશ્વના દાબડામાંથી સંભળાયા કરે છે.–
અને 'વહેતા ઝરણાં' પ્રગટ થયા પછીના તબકકે આલેખાયલી 'ધાડ' નામની વાર્તાઃ ઝનૂની અને જોરાવર ધાડપાડુ શેઠની રોકડ રકમ છીનવે છે. શેઠાણીના દાગીના બંદુકની અણીએ ઉતરાવે છે. શેઠની દીકરી મંગળસૂત્ર ઉતારી આપવાની ના પાડે છે. ભાંગતી રાતે કોડિયા પ્રકાશમાં મંગળસૂત્ર માટે ઝીદ પકડતી એ યુવતી પર શારીરિક આક્રમણ કરવા ધાડપાડુ તત્પર બને છે. એજ ક્ષણે એના પર પક્ષઘાતનો હુમલો આવે છે. ક્ષણ પહેલાંની તાકાત સરી પડે. ક્રુર નર રાક્ષસ એકાએક અપંગ બની જાય છે. રાક્ષસી તાકાત અને કૃપણપંગુતાના બે પલ્લાને સમતુલિત કરતી કલા ગુંથણી આપણી ભાષામાંજ નહીં,

કોઇપણ ભાષામાં અનન્ય ગણાય એવી છે

ત્રણ તબક્કે લખાયલી આ વાર્તાઓમાં આપણે વિકાસ જોઇ શકીએ છીએ. પોતાની વાર્તા કલામાં આ રીતે સતત વિકાસશીલ રહેલ બીજા કેટલાં ? અસ્તિત્વવાદ કે સર-રીઆલીઝમ, મોન્ટાજ કે અમૂર્ત વિધાન આ બધાનાં સ્પંદનો અહીં અનુભવાય છે. અને એ પણ અનુ-કરણના અળખામણા ઓળા વિનાના સ્પંદનો છે.

જયંત ખત્રી આ વાર્તાઓમાં જીવે છે એ વાર્તાઓ માત્ર બીબા-ઢાળ પ્રસંગ ગૂંથણી નથી એ પોતેજ કહેછે. એ ચાર પાત્રને જ હું નિરાંતે સાંભળું છુ, એમની વાતોની નોંધ લઇ એમના વ્યક્તિત્વનું માપ કાઢું છુ એમના જીવનના ઊંડાણમાં ઉતરવા એમની વિકૃત મનોદશાને ભેદતા કેટલાક પ્રશ્નો હું પૂછું છું, ત્યારે કોઇક ની તુમાખી છંછેડાઇ જાય છે અને એ મારી સાથે વિવાદ અને ગાળાગાળીમાં ઉતરવા તૈયાર થાય છે કોઇક વખત કોઇકજ એ પરીક્ષા-માંથી પસાર થઇ નિરાધાર બની જાય છે ત્યારે હું એમની ઉપર જીવલેણ મનોદશાના કપડાં ઉતારી લઇ એમના નગ્ન જીવનને મારી સામે ખડું કરૂં છું

આમાં 'કોઇક વખત કોઇક જ' એ શબ્દોનું મહત્વ છે. ખત્રીએ કોઇકજ વખત કલમ ઉપાડી છે, આટઆટલા વરસોમાં એમનું સમગ્ર સર્જન પચાસથી ઓછી વાર્તાઓમાં સમાઇ જાય છે. માત્ર પચાસ વાર્તાઓ આજે ઘણા નવોદિત કે નિવડેલા વાર્તાકારો એક વરસમાં આટલી વાર્તાઓ ઘસડી મારે છે. ખત્રીને આટલી વાર્તાઓ લખતા એક જિંદગી લાગી એટલેજ કદાચ આ એકએક વાર્તાને સમજતા વાગો-ળતા એક જિંદગી નીકળી જાય, તો પણ ઓછી છે એવી લાગણી આપણ ન રહે છે.

ખત્રીની આ વાર્તાઓમાં એક ચિરંતન અજંપો રહ્યો છે. આ અજંપો એમના વ્યક્તિત્વમાં પણ પણ હતો. એક ફારસી કવિએ જમાના માટે કહ્યું હતું! **એના હાથમાં જામ છે. ખભા પર જનાજો!** મૃત્યુના સાન્નિધ્યમાં પણ જિંદગીની વાત કરતા ખત્રી માટે એજ ઉક્તિ યાદ આવે છે. અને થાય છે,

પૈદા કહાં હૈ ઐસે,
પરાગંદા તબા લોગ
અફસોસ, તુમકો મીરસે,
સોહબત નહીં રહી

આવો અજંપો ધરાવતા પરે-શાન માણસો આ દુનિયામાં કંઇ વારંવાર નથી મળતાં. એમની સોબત છૂટી ગઇ એ એમની ખોટ છે. આપણી ખોટ છે.

(કલમની પાંખે માંથી સાભાર)



# ગુલાબી સ્મર્ક

જયંત ખત્રી ડોકટરીનું ભણતો. પછી કચ્છમાં એણે દવાખાનું જમા-વ્યું ડોકટરીમાં ખૂબ નામના મેળવી. સમાજમાં અગ્રણી થઇને માનપાન પામ્યો. એણેય સાહિત્યમાં એની પોતાની રીતે નવો રંગ, નવો રાગ, નવી માંડણી અને નવો ઠાઠ, જમાવી દેખાડયાં. ભારે સાચકલો અને સમજદારી વાળો મિત્ર અમારે સંસર્ગ ઓછો રહ્યો, પણ ખત્રી જેવા આમરંગી માણસો જીવનમાં મેં બહુ ઓછા દીઠા અનુભવ્યા છે. જાણે એ આ દુનિયાનો આદમી જ નહિ. એની ક્ષિતિજ, સાગર અને આસ્માન સાથે મળતી દુન્યવી કલ્પિત રેખા કરતાંય જાણે જોજન વિશાળ હતી. ખત્રી સારો ચિત્રકાર હતો. બકુલેશના કંઇ કેટલાયે ચિત્ર વિચિત્ર સ્કેચ ચીતરી એને છંછેડે. મરમાળુ હાસ્ય એ ખત્રીની આગવી ખાસિયત એની સાથે કલાકો વાત કરો પણ એ તમને બનાવે છે કે વખાણે છે એનો તાગ ન લાધે. હજી બે વરસ પહેલાંજ કેન્સરની બીમારીમાં એનું અવસાન થયું. ડોકટરને ખુદને કેન્સર થાય ત્યારે કરૂણતાની પરિસીમા સરજાય. પણ જે ધીરજથી ખત્રીએ રોગને પંપા-ળ્યો અને જે ઉમળકાથી એણે મોત સાથે મ્હોબ્બત જાળવી એતો બસ, અદ્‌ભુત હતું, આવા એક મર્દ દિલ દોસ્ત નું સ્મરણ થાય છે ત્યારે દિલ થોડું રાંકડું બની જાય છે.

–રસિક ઝવેરી

# બીજો સૂરજ

-ઉપેન ભટ્ટાચાર્ય

**"Dr. Jayant khatri passed away last night–Pushpa"**

૭ મી જૂનના ખરા બપોર ઢળી ગયા પછી સાંજ તરફ સૂરજ દોડતો હતો, ત્યારે મને તાર મળ્યો. ઘડીભર વાતજ માન્યામાં ન ઊતરી અને ઊતરી ત્યારે તન અને મન બન્ને રડી ઊઠયાં...

અર્વાચીન વાર્તાકલાના પ્રખર અભ્યાસી અને પ્રતિભાસંપન્ન કસબીની અણચિંતવી વિદાયથી ગુજરાતી વાર્તાસાહિત્ય વધારે પાંગળું બન્યું, અને વાર્તાકારોએ હમદમ અને ખેલદિલ પનોતો સાથી ગુમાવ્યો. એનો અફસોસ એટલા માટે થાય કે આ ખોટ પૂરવાની રાહ જોવા જોવામાં જ કદાચ યુગ પણ પૂરો થઇ જાય તો નવાઇ નહીં

આજથી આશરે પચીસેક વર્ષ પહેલાં જ્યારે બકુલેશ અને જીતુભાઇએ ગુજરાતી નવલિકાને નવું સ્વરૂપ આપવાના પ્રયત્નો રૂપે, તે વખતના નવલિકાના પ્રચલિત સ્વરૂપને પલટાવવાના અનેક પ્રયોગો કર્યા તે અરસામાં ડો. ખત્રી માત્ર બકુલેશ અને અમૃતલાલભાઇએ શરૂ કરેલા એક સામયિકનું સુશોભન કામજ સંભાળતા હતા. વાર્તાકાર તરીકે તેમનો જન્મ પણ નહોતો થયો. માટુંગામાં અઠવાડિયે દર શુક્રવારે થોડા વાર્તાકારો ભેગા થઇને ચર્ચાઓ કરતા. તેમાં ડો. ખત્રી, પણ બકુલેશ સાથે નિયમિત હાજરી આપતા. ભલે એ વખતે તેમણે સર્જનાત્મક ફાળો ગુજરાતી વાર્તાકલાને નહોતો આપ્યો પણ બકુલેશ સાથે રહીને ટૂંકી વાર્તા. એની કલા અને આ યોજન વિષે એમણે ખૂબ ખૂબ વાંચ્યું અને વિચાર્યું હતું. એટલું જ નહીં પણ ટૂંકી વાર્તાના શિલ્પીઓ અને આશકો સાથે એમણે કલાકો સુધી ચર્ચાઓ પણ કરી હતી. આ બેઠકમાં એક વખત કોઇએ સહેજ ટકોર કરી હતી કે જયંત ખત્રીએ એક પણ વાર્તા નથી લખી તો શા માટે તેણે આ મિટિંગમાં આવવું જોઇએ... પરિણામે એજ રાત્રે જયંતભાઇએ પહેલી વાર્તા... "વરસાદની વાદળી" લખી.

આમ ગુજરાતના વાર્તાજગતમાં ડો. જયંત ખત્રી એક સુખદ અકસ્માત બની ગયા.

ટૂંકી વાર્તામાં જિન્દગીની નક્કર વાસ્તવિકતાના દર્શનને આવશ્યક ગણીને એનું મહત્વ સ્થાપિત કરી ડો. ખત્રીએ ગુજરાતી નવલિકા આડેનો મોટો અવરોધ– અંતરાય દૂર કર્યો. પચીસ વર્ષ પહેલાંના યુગમાં અરુચિકર લાગે તેવા પણ જિવાતા જીવનના વાસ્તવિક ચિત્રો પોતાની કૃતિઓમાં રજૂ કરી, આઘાત દ્વારા ચિંતનની શુદ્ધિ પ્રાપ્ત કરવાનો આયાસ તેમણે કરેલો. આધાર વિનાની કલ્પના, ખોટી લાગણીઓનું ગૂંગળાવી નાખે તેવું દબાણ, દંભ અને પોકળ પાંડિત્યની ઝાકમઝોળથી છલકતાં તે સમયના સર્જનો સામે તેમણે સામાજિક પરિસ્થિતિમાંથી સાહજિકપણે આકાર લેતી અને વૈવિધ્ય પામતી લાગણીઓનું ઉગ્ર અને રુક્ષ દર્શન સાહિત્યમાં રજૂ કર્યું. જિંદગી અને કલાનું નિરૂપણ કરવાની તેમની શૈલી માત્ર ઉપરછલ્લી જ નથી; એતો કોઇ અગોચર ખૂણામા આકાર લેતી ભાવસૃષ્ટિના જીવનના તાણાવાણા ભેદીને જીવન તત્ત્વોનાં મિજાજ અને મૂળ લઇ આવ્યા સિવાય ન જંપે. તેમના બે વાર્તાસંગ્રહો "ફોરાં" અને "વહેતા ઝરણાં" વાંચતાંજ ખ્યાલ આવી જાય કે એમનાં ચિંતનની ખુમારીમાં, એમની દૃષ્ટિની સચોટ વેધકતામાં, એમના કથનની હિંમતભરી પ્રમાણિકતામાં અને તેમની અભ્યાસુ આધુનિકતામાં ગણતરીબાજ ગુજરાતને પચાવવું ભારે થઇ પડે તેવું ગજબનું નગ્ન સત્ય એમણે સંગોપ્યું છે. અમુક અમુક વર્તુળોમા વગોવાઇ ગયેલી તેમની આગવી વિચિત્રતા; ખરી રીતે તો વિચિત્રતા જ નહોતી પરંતુ તેમનું સ્વસ્થ અને ઊંડા અભ્યાસ અને અતિ નિકટના જનસંપર્કને લીધે પ્રાપ્ત થઇ શકેલું, વેધક દૃષ્ટિવાળા પ્રયોગશીલ અને વિશિષ્ટ મૌલિક સર્જનનું સામર્થ્ય જ હતું. આ વિશિષ્ટતાને જ વિચિત્રતા

કહેવાતી હોય તો એ કહેનારા પાસેથી વધારે શી આશા રાખી શકાય? આ સામર્થ્યવાન સર્જકની કલમનો જાદુ ટૂંક સમયમાં જ જિજ્ઞાસુઓ પાસે ત્રીજા સંગ્રહ "ખરા બપોર સ્વરૂપે આવી રહ્યો છે...

...દિવસના છેલ્લાં અજવાળાં ધૂંધળી ક્ષિતિજ પર ઝિલમિલાતા સૂર્યાસ્તની રાહ જોતાં તેળાઇ રહ્યાં હતાં મારી નજર ત્યાં ખીલો બનીને ખોડાઇ રહી આકાશના ફલક પર જાતજાતના રંગો ફેલાઇને વિલાતા જતા હતા...

ટૂંકી વાર્તામાં ક્યાંક, કશું "હોવું જોઇએ" કે "ન હોવું જોઇએ" નાં નિયંત્રણોને આકરી રીતે તાબે ન થનાર આ અલગારી મિજાજના કથાકારની માન્યતા કે "જેમાં વિશિષ્ટ અનુભૂતિ વ્યક્ત થતી હોય એવું કોઇપણ લખાણ નવલિકા હોઇ શકે. ઘટના હોય, એનો અંશતઃ અથવા સંપૂર્ણ લોપ થતો હોય. માનવી એક અદકેરા પાત્ર તરીકે પણ ક્યાંય ન દેખાતું હોય, સંવાદ ન હોય, અરે વ્યાકરણ નહોય તોય ચલાવી. પણ એક માત્ર અનુભૂતિની સચોટ ચોટ હોય તો તે એક અદ્ભુત નવલિકા હોઇ શકે છે"

ડૉ. ખત્રીની બધીજ વાર્તાઓ પોતપોતાની રીતે નિઃશંક નિરાળી છે જ. છતાં પણ "ફેરાં"ની "અમે બુદ્ધિમાનો" "લોહીનું ટીપું" "કાળા શાસન" "આનંદનું મોત" "અવાજ અજવાળાં" તેમજ 'વહેતા ઝરણાં' ની "ખીચડી" "હું ગુંગી" અને અમે બધાં,' "વાંસળી' 'પતંગનું મોત' 'તેજ, ગતિ અને ધ્વનિ' અને 'દરવાજા બહારની દુનિયા' એ અનન્ય કૃતિઓ છે. પ્રગટ થયેલા બંને સંગ્રહમાં સમાવાયેલી વાર્તાઓમાં સર્વશ્રેષ્ઠ વાર્તા "તેજ, ગતિ અને ધ્વનિ" (વહેતાં ઝરણાં) અને બીજી 'આનંદનું મોત' (ફેરાં) આવી શકે "આનંદનું મોત"માં વાર્તાના મરીઝ નાયક માટે, અસાધ્ય ગણાતા ક્ષયના રોગમાંથી મુક્તિ નહીં પણ હોસ્પિટલમાંથી મુક્તિ એ આનંદનો વિષય બની રહે છે એ આનંદનો ભાવ એની જાગૃતિની હરેક પળ પર કબજો જમાવે છે. પરિણામે રોગની વેદનાના, કમજોરી, માનસિક થાક અને વ્યક્તિગત સંબંધોના અસાહજિકપણાના આઘાત માત્ર આનંદના ભાવમાં જ વ્યક્ત થાય, અન્ય ભાવો પોતાની ઓળખ ગુમાવી બેસે એવી નિઃસહાય પરિસ્થિતિ ઊભી થાય. છેવટે જિંદગીની છેલ્લી પળની ગૂંગળામણ પણ આનંદના ભાવને પકડી રાખે આનંદનો ભાવ એક **obsession** એ ભયંકર આગુગમો–થઇ પડે એટલી હદ સુધી એનો અતિરેક થાય. કેટલાક–અથવા મોટા ભાગના આનંદ અનુભવો એમની લીસી, ચળકતી પાતળી સપાટી નીચે કેટલા કરુણ હોય છે એનું આ સચોટ ચિત્ર છે. આ વાર્તાને ખાસ લક્ષણો તરીકે વસ્તુનાવિન્ય, અસ્ખલિત પ્રવાહ અને એની **compactness** છે જ્યારે 'વહેતાં ઝરણાં" ની "તેજ, ગતિ અને ધ્વનિ"નો મિજાજ અલગ છે. ભાંગી પડેલી સામંતશાહીના વૈભવ અને સમૃદ્ધિના અવશેષ જેવાં એ કથાનાં પાત્રોની જિંદગીમાં નવીન યુગબળોએ ઉપજાવેલી વિષમ સ્થિતિ કરુણ નિઃસહાયતા ઊભી કરી રહે છે. વાર્તાની નાયિકા કસ્તૂરી નામની યુવતી જીવનનો ઉલ્લાસ ભોગવવા માટે કેટલી બધી ઊછળી રહી છે! છતાં એ એના યૌવનનાં ઉન્માદભર્યાં દિવાસ્વપ્નોને કોણ શીર્ણ-વિશીર્ણ બનાવી દેતું હશે? કસ્તૂરીનો પ્રતાપી પિતા વજેસંગ જમાનાની તાકાતે એની પાણીદાર ઉત્સાહશક્તિ અને તેના રાજપૂતી પૌરુષને કેવું પરાવલંબી અને નિર્બળ બનાવી દીધું છે... જ્યારે પોતાનાં ઐશ્વર્ય, સત્તા અને સમૃદ્ધિ વચ્ચે ભવ્ય પ્રતિભાને ઝળકાવવા ઉપરાંત પણ એક રીતે વિધુરતું અટૂલું અને ખાલીખમ જીવન જીવી રહેલા અસાહજીની વૃત્તિઓના આલેખનમાં ડૉ. ખત્રીની કલમે કેવું ચોટદાર અને ચમત્કૃતિપૂર્ણ કલાદર્શન કરાવ્યુ છે! નવલિકાનો મૂળ આત્મા જ ભવ્ય પાત્રોના જીવનની વૃત્તિઓને પલટાતાં યુગબળો અને સામાજીક મૂલ્યોની અસરમાં આવીને કેવી અસહાય કરુણાભરી દર્દનાક સ્થિતિના શિકાર બની જવું પડે છે, એ જ છે.

ડૉ. ખત્રીની બધી જ વાર્તાઓ માત્ર ગુજરાતની જ નહીં પણ ભારતના બધા પ્રાંતોની નવલિકાઓની વચ્ચે જુદી જ તરી આવે એવું પોતાનું આગવું વ્યક્તિત્વ ધરાવે છે. આ વ્યક્તિત્વની પ્રગતિશીલ અને પ્રેરક તાકાત માનવીના

દિલની ગમે તેવાં કાળમીંઢ પત્થરોથી ચણેલા દુર્ગ જેવી દીવાલોને આરપાર ભેદતી બહાર નીકળી જતી હોય છે...

સૂર્યાસ્ત પછીની સંધ્યા અંધારાં એકઠાં કરી રહી હતી. ધીરે ધીરે સંધ્યાની રક્તાભ છાયામાં અવસાદ ભરી શ્યામલતા ઘૂંટાયે જતી હતી ક્ષિતિજના ઓવારે આચાર્ય બેન્દ્રેના ભડકતા લાલરંગની રેખા ઓગળી જવાની રાહ જોતી થંભીને ઊભી રહી ગઇ હતી. મારી આંખો આડે બાઝી ગયેલો આંસુઓનો અર્ધપારદર્શી પરદો થરથર્યો. એ પડદાની અડશે અનેક ચિત્રો આકાર લઇને ઊભાં થતાં હું જોઇ રહ્યો...

કચ્છ–માંડવીના એક છેવાડે વસેલા ભીમાણી ફળિયાના તેમના રહેઠાણથી સમુદ્ર જરા પણ દૂર નથી. હવાની પણ જરાય તંગી ત્યાં ન દેખાય. ત્રણ માળના વિશાળ રહેઠાણમાં તેમનો જમીનદારી ઠાઠથી સજાવેલો અંગત રૂમ સાવ અલગ તરી આવે. સાંગોપાંગ કલાકાર, આત્માની સુરુચિ અને મિજાજનો ખ્યાલ આવતાં એ ઓરડામાં પ્રવેશતાં જ જયંતભાઇની ચપળતાભરી ચમકદાર આંખો અને અખૂટ આત્મવિશ્વાસ ભરેલી કૃશકાયા સહુનું ધ્યાન આકર્ષી લે. તેમના અંગત પરિચયમાં આવ્યા પછી જ, આ રૂઢિભંજક સર્જકના ઋજુ હૃદયનાં નાજુક સંવેદનો અને ઝિંદાદિલીનો સાચો અંદાજ આવે.

તેમના કેન્સર દર્દે નજીક ને નજીક આવી રહેલા મૃત્યુની આગાહી તેમના કાનમાં કરી ત્યારે ૧૦ મી માર્ચ '૬૮ના રોજ મને તેમનો પત્ર મળ્યો.

"હવે નહીં લખું તો મિત્રદ્રોહ થશે એવું સમજીને લખું છું. મારી તબિયત હવે એ સ્થિતિએ પહોંચી છે કે જ્યાં સુધારો શક્ય જ નથી. એટલે જે આવી રહ્યું છે તેની રાહ જોતો બને તેટલું સ્વસ્થ મન જાળવી દિવસો વ્યતીત કરી રહ્યો છું. તને આઘાત લાગશે પણ ક્રમે ક્રમે આઘાત દુર કરજે. અને હું આ નરી વાસ્તવિકતાને **Philosophically** લઇ રહયો છું. તું એ નજરે જોજે તો મને આનંદ થશે. બીજું કશું લખતો નથી.–કશું લખવાતું નથી–ઘણું બધું રૂબરૂ કહેવું છે. બસ..."

પછી મારું ધૈર્ય ન રહયું અને ૧૫ માર્ચ ૧૯૬૮ની બપોરે અગાઉથી કશી જાણ કર્યા સિવાય અચાનક જ્યારે હું તેમની પાસે પહોંચ્યો ત્યારે જે પ્યારભર્યું સ્મિત તેમણે કર્યું એ તો કદી નહીં ભુલાયે. થોડી ક્ષણોના મૌન પછી ખામોશીનું દબાણ હઠાવતો જયંતભાઇનો સ્વર મારા કાને પડયો.

**It is good that you came, Upen'** હું સહેજ અસ્વસ્થ બની ગયો. બકુલેશ જ્યારે ક્રમગાની બીમારીમાં સપડાઇને પડયા હતા અને ડો. ખત્રી તેમને મળવા મુંબઇ ગયા ત્યારે ડૉ ખત્રીને જોઇને બકુલેશ પણ બરાબર આ જ વાક્ય બોલ્યા હતા...પછીના થોડા સમય બાદ તે અવસાન પામેલા... બરાબર દસ વર્ષ પછી એ જ વાક્યનું અનાયાસ પુનરુચ્ચારણ મનના કોઇ એક ખુણે ભયનો સંચાર કરી ગયું. પણ એવું અશુભ મારે ન વિચારવું જોઇએ એમ મન મનાવીને તેમના રોગની વિગત પુછવા લાગ્યો. અત્યારની બીમારી કેન્સરનો બીજો હુમલો છે અને લીવર પર **Secondary metastatic malignant growth** છે તેવી સાચી પરિસ્થિતિની તે વખતે જાણ પામનાર તેમના પરિચિતોમાંથી હું ચોથી વ્યક્તિ. મેલિગ્નન્સીનો **growth** આટલો ખતરનાક તબક્કે પહોંચ્યો છે, તે હકીકતની જાણ પુત્રોને ન થાય એવી ખાસ તકેદારી જયંતભાઇએ એટલા માટે રાખી હતી કે નજીક આવી રહેલી યુનિવર્સિટીની પરીક્ષાઓ બધા સ્વસ્થતાપૂર્વક આપી શકે... આ વાત અત્યારે વિચારતાં મહાભારતના ઇચ્છામૃત્યુનો વર પામેલા ભીષ્મ પિતામહ યાદ આવે.

"હવે તો સુધારાની કોઇ ભ્રમણામાં રહેવું યોગ્ય નથી. જે આવે તેને સ્વીકારી લેવા સિવાય બીજો કોઇ વિકલ્પ નથી રહ્યો"

"તમને કશું જ નથી થવાનું, તમારી આંખોમાં વિન્સેન્ટ વાન–ગોગનો પીળો રંગ નથી ઝલકયો. મેં કહેલું..."

"તો, તને કયો રંગ દેખાય છે? "સહેજ સ્મિત કરતાં તેમણે પૂછેલું.

"મને આચાર્ય બેન્દ્રેનો લાલ રંગ તમારી આંખોમાં દેખાય છે. પ્રેમનું પ્રતીક લાલરંગ!" અને જયંતભાઇએ તેમનું બાલ સહજ

હાસ્ય વેરેલું......

બકુલેશ અને જયંતભાઇ વચ્ચે દસ વર્ષ પહેલાં થયેલી વાતો. નવા સંદર્ભમાં અત્યારે જયંતભાઇ અને મારા વચ્ચે થઇ "...તમારી આંખોમાં ઝબકતો આ લાલ રંગ હજી ગુજરાતી વાર્તાસાહિત્યને ઘણું ઘણું આપવાનું સામર્થ્ય સૂચવે છે" "ઉપેન હું જઇશ તો ગુજરાત રાંડી નહી પડે. વાર્તાકારના મૃત્યુ સાથે વાર્તા નથી મરી જતી, પણ વાર્તા પોતાની જ ભૂમિની આબોહવાને અવગણીને સિલિંગ ફેનની સ્પીડ પ્રમાણે ચાલવા લાગે કે સાહજિકતામાંથી છટકીને આત્યંતિકતામાં સરી પડે તો સર્જકના જીવતા જીવાંય વાર્તા મૃત્યુ પામે છે. મારો તો દૃઢ વિશ્વાસ છે કે જેની પાછળ જીવનદૃષ્ટિ કરતાં જીવન-દર્શનને જ મહત્ત્વ અપાયું હોય છે એ જ વાર્તાઓ યાદગાર બની રહે છે..."

કચ્છ-માંડવીમાં તબીબી વ્યવસાયની સાથોસાથ જાહેર જીવનમાં પણ જયંતભાઇ સક્રિય હતા. લેખકના આગવા ગુણ જેવી એકાન્તપ્રિયતા એમને અકળાવી મૂકતી. તેમનું વલણ સામ્યવાદ પ્રત્યે સવિશેષ હતું- (એના પરિપાક રૂપે તેમની એક નવલકથા 'ચમારચાલ' હપ્તાવાર પ્રકટ થયેલી છે પણ પછી સંજોગવશાત્ પૂરી ન થઇ શકી) આથી મજુરો અને કામદારો પ્રત્યે તેમની ઊંડી લાગણી હતી કંડલા બંદર કામદાર મંડળ તેમજ નાવિક મંડળ કચ્છ-માંડવીના પ્રમુખ તરીકે વર્ષો સુધી તેમણે સેવા આપી. ઉપરાંત માંડવી નગરપાલિકાના પ્રમુખ તરીકે રહીને પણ તેમણે જાહેર હિતાર્થે સારો એવો સમય ફાજલ પાડયો હતો.

આમ સર્વતોમુખી પ્રતિભા ધરાવતા ડૉ. ખત્રીને કચ્છની કુંવારી ધરતી પર ગજબની ચાહના હતી બીજા લોકો જ્યારે હિલ સ્ટેશનો પર સમય ગાળતા હોય ત્યારે જયંતભાઇ કચ્છનાં ગામડાઓમાં ઘુમતા હોય, લોકો સાથે ભળી જઇને પોતાના બનાવી દેવાનો અજબ કીમિયો તેમની પાસે હતો. આવા લોહપુરુષની ખોટ કઇ રીતે બરદાસ્ત થઇ શકે ? છતાં પણ આંખ સામેની વાસ્તવિકતા સામે આંખમિચામણાં પણ શક્ય ન હોય, ત્યારે બીજું ...ડુબવા મથતી સંધ્યાના સ્થગિત થઇ ગયેલાં લાગતાં તેજ કરી પણ શું શકે–

હવે ઓલવાતો જતો સૂરજ ક્યારનોય ડૂબી ગયો હતો–દુનિયાનો અને ગુજરાતી વાર્તાસાહિત્યનો પણ. ઓલવાતાં અજવાળાં પરથી મારી નજર ખસતી નહોતી...

આચાર્ય એન્દ્રેના ઘેરા લાલરંગની તેજરેખા પણ ક્ષિતિજને ઓવારે છેલ્લા શ્વાસ ભરી રહી હતી... સુરજની પ્રતિક્ષામાં હજી આખી રાત પસાર કરવાની હતી...

કોણ જાણે છે કે રાત પસાર થશે કે નહીં...? અને બીજા સૂરજની ખોટ પુરાતી જોઇ શકાશે કે નહીં...?

## સંગીતકાર કુદરત

બિરાદર મનુ,

કુદરતી અવાજ સુરોથી ભરપુર છે. તને તે સુરો બેસુરા અને તાલ બેતાલા લાગે છે ખરુંને? પણ જગતના આદિ સંગીતકારોએ સંગીત સપ્તક શોધ્યા પછી સુરોની વિવિધ જમાવટ અમુક સુરોજ લાગે તથા અમુક રાગ થાય અને તેના અમુક ભાવ વ્યક્ત થાય તે પ્રેરણા તો તેઓએ કુદરત પાસેથી મેળવી છે. સવારની મંદ લહેરીઓ સંગીત ઊભું કરતું કોઇ ઘટાદાર વૃક્ષ સાંજના જોરદાર વહાતા પવનમાં બીજુંજ સંગીત ઉત્પન્ન કરે છે. ઉનાળાનું ઝરણું ખરજના સુરો કાઢે અને ખ્યાલ ગાય ત્યારે તેજ ચોમાસાનું ઝરણું ચૌતાલની ધુન લગાવે અને તાન કાઢે

સુરજ્ઞાન, સુરના બંદિશવાળા રાગતાલ તાન પલટા ધુન વિગેરે ખરેખર તો આપણે કુદરત પાસેથી ચોર્યા છે અને કુદરત બેતાલી અને બેસુરી છે એમ આપણે કેમ કહી શકીએ.? એના સંગીતના તાલ આપણાં બંધન પ્રમાણે ચાલવા જોઇએ એવો કોઇ નિયમ છે ખરો? કુદરતના સંગીતના બંધનના તાલની માત્રાઓ કેટલી હશે તેનો કોઇએ અભ્યાસ કર્યો છે? હું તો માનું છું કે જે સંગીતકાર કુદરત પાસેથી તાલ ના ઉછીના લે છે તે અમર બની જાય છે.

મારી સાથે સંમત ન થવાની તમને છૂટ છે.

સ્નેહાધીન, **જયંત ખત્રી**

દિલની ગમે તેવાં કાળમીંઢ પથરોથી ચણેલા દુર્ગ જેવી દીવાલોને આરપાર ભેદતી બહાર નીકળી જતી હોય છે...

સૂર્યાસ્ત પછીની સંધ્યા અંધારાં એકઠાં કરી રહી હતી. ધીરે ધીરે સંધ્યાની રકતાભ છાયામાં અવસાદ ભરી શ્યામલતા ઘૂંટાયે જતી હતી ક્ષિતિજના ઓવારે આચાર્ય એન્દ્રેના ભડકતા લાલરંગની રેખા ઓગળી જવાની રાહ જોતી થભીને ઊભી રહી ગઇ હતી. મારી આંખો આડે બાઝી ગયેલો આંસુઓનો અર્ધ-પારદર્શી પરદો થરથર્યો. એ પડદાની અડશે અનેક ચિત્રો આકાર લઇને ઊભાં થતાં હું જોઇ રહ્યો...

કચ્છ–માંડવીના એક છેવાડે વસેલા ભીમાણી ફળિયાના તેમના રહેઠાણથી સમુદ્ર જરા પણ દૂર નથી. હવાની પણ જરાય તંગી ત્યાં ન દેખાય. ત્રણ માળના વિશાળ રહેઠાણમાં તેમનો જમીનદારી ઠાઠથી સજાવેલો અંગત રૂમ સાવ અલગ તરી આવે. સાંગોપાંગ કલાકાર, આત્માની સુરુચિ અને મિજાજનો ખ્યાલ આવતાં એ ઓરડામાં પ્રવેશતાં જ જયંતભાઇની ચપળતાભરી ચમકદાર આંખો અને અખૂટ આત્મવિશ્વાસ ભરેલી કૃશકાયા સહુનું ધ્યાન આકર્ષી લે. તેમના અંગત પરિચયમાં આવ્યા પછી જ, આ રૂઢિભંજક સર્જકના ઋજુ હૃદયનાં નાજુક સંવેદનો અને ઝિંદાદિલીનો સાચો અંદાજ આવે.

તેમના કેન્સર દર્દે નજીક ને નજીક આવી રહેલા મૃત્યુની આગાહી તેમના કાનમાં કરી ત્યારે ૧૦ મી માર્ચ '૬૮ના રોજ મને તેમનો પત્ર મળ્યો.

"હવે નહીં લખું તો મિત્રદ્રોહ થશે એવું સમજીને લખું છું. મારી તબિયત હવે એ સ્થિતિએ પહોંચી છે કે જ્યાં સુધારો શકય જ નથી. એટલે જે આવી રહયું છે તેની રાહ જોતો બને તેટલું સ્વસ્થ મન જાળવી દિવસો વ્યતીત કરી રહ્યો છું. તને આઘાત લાગશે પણ ક્રમે ક્રમે આઘાત દુર કરજે. અને હું આ નરી વાસ્તવિકતાને **Philosophically** લઇ રહયો છું. તું એ નજરે જોજે તો મને આનંદ થશે. બીજું કશું લખતો નથી.–કશું લખવાનું નથી–ઘણું બધું રૂબરૂ કહેવું છે. બસ..."

પછી મારું ધૈર્ય ન રહયું અને ૧૫ માર્ચ ૧૯૬૮ની બપોરે અગાઉથી કશી જાણ કર્યા સિવાય અચાનક જ્યારે હું તેમની પાસે પહોંચ્યો ત્યારે જે પ્યારભર્યું સ્મિત તેમણે કર્યું એ તો કદી નહીં ભુલાયે. થોડી ક્ષણોના મૌન પછી ખામોશીનું દબાણ હઠાવતો જયંતભાઇનો સ્વર મારા કાને પડયો.

**It is good that you came, Upen'** હું સહેજ અસ્વસ્થ બની ગયો. બકુલેશ જ્યારે કમળાની બીમારીમાં સપડાઇને પડયા હતા અને ડૉ. ખત્રી તેમને મળવા મુંબઇ ગયા ત્યારે ડૉ ખત્રીને જોઇને બકુલેશ પણ બરાબર આ જ વાકય બોલ્યા હતા...પછીના થોડા સમય બાદ તે અવસાન પામેલા... બરાબર દસ વર્ષ પછી એ જ વાકયનું અનાયાસ પુનરુચ્ચારણ મનના કોઇ એક ખુણે ભયનો સંચાર કરી ગયું. પણ એવું અશુભ મારે ન વિચારવું જોઇએ એમ મન મનાવીને તેમના રોગની વિગત પુછવા લાગ્યો. અત્યારની બીમારી કેન્સરનો બીજો હુમલો છે અને લીવર પર **Secondary metastatic malignant growth** છે તેવી સાચી પરિસ્થિતિની તે વખતે જાણ પામનાર તેમના પરિચિતોમાંથી હું ચોથી વ્યકિત. મેલિગ્નન્સીનો **growth** આટલો ખતરનાક તબક્કે પહોંચ્યો છે, તે હકીકતની જાણ પુત્રોને ન થાય એવી ખાસ તકેદારી જયંતભાઇએ એટલા માટે રાખી હતી કે નજીક આવી રહેલી યુનિવર્સિટીની પરીક્ષાઓ બધા સ્વસ્થતાપૂર્વક આપી શકે... આ વાત અત્યારે વિચારતાં મહાભારતના ઇચ્છામૃત્યુનો વર પામેલા ભીષ્મ પિતામહ યાદ આવે.

"હવે તો સુધારાની કોઇ ભ્રમણામાં રહેવું યોગ્ય નથી. જે આવે તેને સ્વીકારી લેવા સિવાય બીજો કોઇ વિકલ્પ નથી રહ્યો"

"તમને કશું જ નથી થવાનું, તમારી આંખોમાં વિન્સેન્ટ વાન–ગોગનો પીળો રંગ નથી ઝલકયો. મેં કહેલું..."

"તો, તને કયો રંગ દેખાય છે? "સહેજ સ્મિત કરતાં તેમણે પૂછેલું.

"મને આચાર્ય એન્દ્રેનો લાલ રંગ તમારી આંખોમાં દેખાય છે. પ્રેમનું પ્રતીક લાલરંગ!" અને જયંતભાઇએ તેમનું બાલ સહજ

હળી ગયો હતો કે અંતે તો એ રાજેન્દ્રની કવિતાનો ભાવ અનુભવતા હોય તો નવાઇ નહીં.

આખર ને અવસરિયે ભાણું,
જુહાર જ્યાં વાર વાર;
ત્યારે જ મેં અરે જાણિયું
મારે આવડો છે પરિવાર.

રણની રેતાળ કેડીએ થતાં
ઝાકળને જલ નાહું.

ચારેક મહિના પહેલાં જ ઓટોગ્રાફ બુકમાં' એમણે એક મિત્રને એવું લખી આપ્યું હતું "જીવનના અકાળ અકાળ સાતત્યમાં જન્મને પ્રારંભ અને મૃત્યુને અંત તરીકે હું સ્વીકારતો નથી. અને એ બુકના પાછળને પાને જ ખત્રીના મિત્ર હીરાલાલ ફોફલિયાએ લખ્યું– "પણ હું સ્વીકારું છું.



ખત્રીની પાત્ર સૃષ્ટિનું
એમનુંજ દોરેલું રેખાંકન

# અનોખા ચિકિત્સક

જીવનમાં નિદાન મુખ્ય વસ્તુ છે. રોગને પારખવાની દૃષ્ટિ ન હોય તો સાચા તબીબ બની શકાતું નથી ડો. જયંત ખત્રી નિષ્ણાત તબીબ હતા એટલે જ તેઓ સમાજ અને રાજકારણની મલિનતાના રોગને પણ સારી રીતે પારખી શકતા હતા. બકુલેશ અને ડો. ખત્રી જ્યારે મળતા ત્યારે એક અનોખી સૃષ્ટિ સર્જાતી તેમની ચર્ચામાં સમાન જીવનની ગંદકી ઊતરી આવતી. અમારા જેવા કોઇ તે પ્રત્યે સૂગ બતાવતા ત્યારે તેઓ કહેતા કે અમે તબીબો જો મલિનતા અને ગંદકી શોધી નહિ બતાવીએ તો કોણ બતાવશે ?

ધૂમકેતુ નિબંધાત્મક લખતા જ્યારે શ્રી રમણલાલ દેશાઇ કાવ્યાત્મક પણ ડો. ખત્રીના સર્જનમાં નિબંધાત્મક કાવ્યાત્મકતા અને ચિત્રાત્મકતાનું સુભગ મિલન હતું. તેઓ પ્રથમ ચિત્રકાર અને પછી વાર્તાકાર બન્યા હતા એટલું જ નહિ પણ તેઓએ સંગીતની પણ સારી સમજ પ્રાપ્ત કરી હતી. ઉસ્તાદ અબ્દુલ કરીમખાંને મળવા જવું હોય અને સંગીત કલાનું કંઇ પણ જ્ઞાન ન હોય તો મુલાકાતનો અર્થ શો ? જે કંઇ કાર્ય કરવું તેમાં ઓતપ્રોત થઇ જવું એમ તેઓ માનતા. આમ તેઓ સાહિત્ય, સંગીત અને કલાના વિવિધ ક્ષેત્રે પારંગત હતા આવી પારંગતા ક્વચિતજ જોવા મળે છે. સમસ્ત ગુજરાતમાં જે થોડા અગ્રગણ્ય વાર્તાકારો છે તેમાં ડો. જયંત ખત્રીનું સ્થાન મોખરે હતું. ગુજરાતી સાહિત્યમાં ટૂંકી વાર્તાના પ્રવાહને નવી દિશામાં વળાંક આપી ડો જયંત ખત્રી એક આમૂલ કલાકારના ઉચ્ચ આસને બિરાજ્યા હતા. મૃત્યુના નિશ્ચિત ભણકાર સંભળાતા હોય ત્યારે પૂર્ણ સ્વસ્થતાથી જીવવું તે તેમના જાગ્રત વ્યક્તિત્વ અને નિર્ભય મનોબળનું પ્રતીક હતું.

–જ્યોતીન્દ્ર દવે

ડો. જયંત ખત્રીના વ્યક્તિત્વે હાસ્ય સમ્રાટ શ્રી જ્યોતીન્દ્ર દવે પર જે ઘેરી અને ગંભીર અસર કરી હતી તેનો ખ્યાલ તેમની આ અંજલિદ્વારા જ મળી શકશે.

એ ગૂઢ રહસ્યમય રંગો
ઘેરા, શીતલ, અંતરતલના
ઝીલે પલપલનાં કિરણો,
મૂંગા, પલટાતાં, સત્યનાં અવતરણો.
એ સત્ય શિવ સુન્દરમ્
ઝબકાવી જતાં ક્ષણિક,
ઉરે અહર્નિશ જેનો પડઘો
કે પ્રતિબિંબો
તેનાં ભિન્ન, વિરોધી રૂપો
હું ને તું શું વા મારાં
એકમેકનાં ?
મહાગ્રિષ્મકાળે મધ્યાહ્નને
જે દે શીતળતાનાં ઝરણાં।
તિમિરાવૃત્ત જલ ઉર પર ધરતી
તારી નિગેહબાની, મુજ ચરણસ્પર્શે
હસંતાં ભોંતળ કાળાં
રચી સોનલ ખ્વાબની માયા, જાળાં રૂપાળાં !
તુજ-મુજ અંતર ડોકાતાં
નહીં કોઇ, અમ શપથ કેરાં
સાચવિયાં જે ભાથાં !
એ નહીં મોલ-મોલાતો કે કિલ્લા
માંહ્ય કંડારેલ અટ્ટારિકા,
નમણું, નાજુક છજું;
એ તો અંધાર કૂબાઓની
અધ-અજવાળી પછીતે પડતું
નેણુ સનાતન ઝાંખું ;
ટોડલે એને આંજણડાબલી,
કાંસકી કે ચીનડી ઊન કે સૂતની
એ કે ત્રણ, વીંટેલી ગૂંથવા ક્યારેક
વખત મળે ત્યારેક !
ને ઉપટેલ રંગી લાકડાની કંકાવટી.

દૂબળા, ફાટેલ પાયને સાબદા કીધા
ખેડવા ખાંપણુ– મોતની જાત્રા
ક્યાંય : ઘર–નેડા–ભૂખ !
અજાણુ સમદરિયા (માવડી જેવા હેતાળ,
નશાબાજ બંદર જેવા ક્રોધાળ–કાળઝાળ)
ને ડુંગર, વગડા, રેતપથારા,
વાયરમાં ત્યાં ઊડતાં માણુસ
(કાળા માથાળાં !) નકામાં, અવશેષગતને વરેલાં !
જાણે સૂકાં પરણુ પીળાં
એમ એપિયાના પાય આજે ખેડશે રણુ અખૂટ અમના ગાળા!
ત્યારે તારી ઝાંખી–નીંગળી
આંખોના પ્રકાશ અપારદર્શક
બન્યા સ્થિર પારદર્શક,
તેમાં અપેક્ષા-આશ
કરે મારી અજાગ અર્ધ–સજાગ આંખોમાં દષ્ટિપાત,
જન્માન્તરના રહસ્ય આઘાત.
આકાશગંગાઘાટ :
          રાત ,
        પ્રભાત ,
ને ભવિષ્ય પણુ આપણે જાણુતા
એવી સહજ મર્માળી વાત
ક્ષણિક ઝૂલે વાબારાં
              તારાં
              મારાં
        જગ–અનાત
એ સઘળું સાચું એટલું જ માયાની–
વ્યર્થ :
જેને ના નવજીવન કાજ સમર્થ
પ્રકટે ઘન સુખના અમર ઉજાસ,
દમે ન ભોમકા,
ઉરે ના પ્રેમોલ્લાસ,

ભાગીદાર બનાવી,
ડિલે મેલ, દિલ સાફ એવો અદનો ઇન્સાન,
તારી આંખે દીઠો
મારી સંગ તેય જાત વેચનારી
નારીનો આતમા ઉજળો લીધો,
નાગડા, મેલા, ઉઘાડ પગા, મુંડિયા
છોરાને ટોલે ટકોરો માર્યો,
ઘાઘરી, મોચલો પેરેલ
છોરીના નાકના શેડાનો રેલો લૂછી કાઢ્યો.
અરબસ્તાનથી કચ્છ તક
સાગરના પાણી પર સરતા આવતા
અધવચ્ચે ઝૂડી ટૂટી અખાતી ભરાવો કરતા,
અર્ધ પારદર્શક, દ્રૌપદીનાં અખૂટ ચીર જેમ
અહીં પહોંચી
રેતીના તરંગો, વલયો, ઢગલા,
કે ટેકરીઓ રૂપે ગોઠવાતા,
કુદરતી ક્રમ-કાળક્રમ આપણે
એ અનિમેષ જોઇ રહેતા
અમર કાળ ઓવારે જાણે.
એમ કચ્છડો આખો,
ને તેનાથી જ -પિછાણ્યો
દુનિયા આખીનો માટીનો માદક રગડો
આકંઠ પીધો !
તારી જેમ, તારી સંગ તેનો નશો કીધો !
અનુસંધાન, સંદર્ભ એ બધામાં કોનાં
એ જાણે મુજ-તુજ દિલ
કહેવા મથીએ—
તું તારી રીતે,
હું મારી રીતે.
આપણે અવલોકેલા
બ્રહ્માંડના નિર્મમ, ક્રૂર તક, રાસ

પહેલાં : —પછી વહે વાતો અવનવી :
સિનેમા : 'ગ્રેઇપ્સ ઓફ્ રોથ, એસ્કેપ — મિનેવર'
રેઇસો, આફ્રિકી મધ, સામાજિક મનોવિજ્ઞાન,
જીવ રસાયણ વિજ્ઞાન,
પિકાસો, માઇકલ ગોલ્ડ, ગોર્કી, નિરપેક્ષ વાલ્મિકીના વાલીએ
દીધેલો રામને પડકાર
અંજાર ભૂકંપ, માંડવી રોગચાળો,
ખારવામંડળ, તેના જુવાનો
અમૃતા શેરગિલ,
(રંગો દેતા અજરખની યાદ?)
તનના રોગીઓની પીડા,
મનના ઉચાટ, ઉધમાત, વ્યથા, કલ્પાંત.
સુરખાબ તો વગર બોલે મનમાં,
આપણે એના હિમ—ઘરે કેટલીયેવાર
જઇ આવ્યા
હા, પણ લાલ જંગલી ગઢેડાં
એની નિજ મસ્ત ટોળાંબંધી
વિષે વાતો ને અનુમાનો કરેલાં
જખનો મેળો : મુરતિ,
જુગાર, વ્યભિચાર,
રેવારાજ, રાતોરાતના સાંઢણીસ્વાર
દાણચોર, ચોર, લૂટાર,
ચોરી ને ધંધો કામ
કર્તવ્ય માનનારા,
ઉપકાર વાળવા આપણુ વેણે
રાતોરાત માગો તે લાવી આપનારા
માલમ નાખુદા સાથે લાવો લીધો,
એના ગુનાઓ બાળ સહજ બેસમજનો,
કાવો પીધો,
પ્યાર ને જુલમનો નાતો સીધો
પિછાણી હરખ ને આંસુ સાથે

અને તેના ઉલ્લાસ
માનવી મનોબળ આટલા
એ કહેવા પ્રયાસ,
જન્મજાત સહજ, કિન્તુ જાગ્રત આયાસ !
ભાઈ! આ વા–બારું, આ અજરખ : સંગ્રહિત કેડીબંધ ખંજર,
કાપડપર હાથ રંગ કામ, મૃગચર્મ, અત્તર,
પરેલની મજૂર ચાલે
માંડવીના ઘર–દરિયા મહાલે
વાતો કરી રાતની રાત
એકધારી......
હું ને તું એ જ જણ,
મીટ માંડી
ગાથા અનહદની પ્રકટ કીધી,
નહીં એ વિરલ અચરજ?
હશે વિલુપ્તતાના નિર્માણ?–છેવટ ન હોય તોય સામાન્ય રજ?
મે' ૭૦
બે પાછલી રાતો.

---

આખું કાવ્ય અમુક સળંગ પ્રસંગ કે બાબત નથી બલ્કે એક અખંડ અનુભૂતિના કેલીડીઓસ્કોપનાં ચિત્ર જેવા ટુકડા છે એવો ભાસ થાય છે.



ડૉ. ખત્રી નિર્મિત રેખાંકન

# શબ્દ અને મૌન

સાહિત્યની વ્યાખ્યા અસીમતાને આંબી ને એક અજ્ઞાત શૂન્ય પેદા કરે છે. તે શૂન્ય માનવ સ્પર્શે છે વિભિન્ન વ્યાખ્યાઓ ઘડાતી હોવા છતાં પણ સાહિત્યમાં માનવ' કેન્દ્રમાં છે. તેથીજસ્તો સાહિત્યિક વ્યાખ્યા 'માનવ'ને ભૂલીને સ્વીકૃત બની શકે નહિં તે સાહિત્યિક મૂલ્યાંકન નું યોગ્ય સ્થાપન-માનવ ને ડૉ. જયંત ખત્રી એ પોતાની વાર્તાકળામાં કર્યું' તેથીજસ્તો તેમની વાર્તાઓ 'વાર્તાકળા'ના એક વિશિષ્ટ મોડ ઉપર ચિરસ્મરણીય છે

જીવાતા જીવનની વિષમ પળો અને તેની સાથે એક આશાના તાંતણે લડતો માનવ, તેમની વાર્તાંમા કેન્દ્ર સ્થાને છે. જિંદગીનું નૈરાશ્ય, સતત કોરી નાખતો અજંપો અને બેકાર વેદનાની ક્ષણોનું કળાત્મક આલેખન એટલે તેમનું સાહિત્ય કચ્છની સૂકી વેરાન અને જુદી જુદી પરિસ્થિતિનું ચિત્રાંકન કરતી ધરતીનું વાસ્તાવિક ચિત્રણ તેમની લેખાનીમાં વર્તાય છે. સૂકી–ધરતીના નિઃશબ્દ મૌનનો આકાર ડૉ. ખત્રીએ ઘડયો હતો. અને તે નિઃશબ્દ વાતાવરણમાં સ્વયંભૂ ઘડાતો બરછટ માણસ, તેમના પાત્રરૂપે અગ્રીમ હતો. સર્વાંગે તેમની નવલિકાઓ એટલે પ્રકૃતિ અને આહ્‌વાન ઝીલતો માનવ.

ડૉ. ખત્રીએ નિરાકાર અભિવ્યક્તિને પ્રાધાન્ય આપ્યું તેમણે વરસોથી જડ ચોકઠામાં કેદ બની ગયેલી 'વાર્તા'ને મુક્ત કરી. વાર્તા એટલે બસ! 'વાર્તા'! એક પૂર્ણ અભિવ્યક્ત ચોટ? ટૂંકી વાર્તાને 'વાસ્તવવાદ' 'અતિ વાસ્તવવાદ' 'મોન્ટાજ' ના રૂપો તેમણે આપ્યાં એક બિંદુથી શરૂ થતું વર્તુળ સમસ્તને ભેદીને અસીમ વ્યાપ સર્જી ગયું.

કુમાર શેઠ–

## સ્થગિત બેચેની

( અનુસંધાન પાના ૨૭ નું ચાલુ )

માદક સુવાસ મારા પર આવી રહી હતી. મેં એને ટેબલ પર લીધી ત્યારે એના અંગોમાંથી સસ્તા સાબુ અને સસ્તા સેંટની આવતી તીવ્ર સુગંધ મને અસ્વસ્થ કરી ગઇ.

થોડા અઠવાડિયા બાદ એને સારું થયું ત્યારે... ફરી એજ બેચેની!... અસ્ત વ્યસ્ત ટુકડાઓને એકઠા કરવાની લગની! મેં એને ક્યાંક નોકરી લઇ શિષ્ટ સમાજમાં સ્થાન લેવા સમજાવ્યું. અને એક બે અઠવાડિયા બાદ હું એને એક પેથોલોજીના વ્યસની પાસે રસોયણ તરીકેની નોકરી મેળવી આપવામાં સફળ થયો.

એનો હાથ એના દેહને પડખે દબાયો. એ નીચું જોઇ ગઇ અને નીચેજ જોયા કર્યું.

"ચંદરી... હી પહા માઝ કડે પહા..."

એને મુશ્કેલી પડી માથું ઊંચું કરવામાં એની આંખ મારી આંખને અડીને ખસી ગઇ... અને પછી ઓચિંતાનું એ બનાવટી સ્મિત ઓલવાતું દેખાયું.

"અગ, હી કાય ઝાલા તુલા?"

મને ખબર નહિં કે મેં ક્રૂર પ્રહાર કર્યો હતો.એણે મોઢું ફેરવી લીધું એની આંખમાંથી આંસુ વહી નીકળ્યા હતાં. એણે પર્સ બીજા હાથમાં લીધી. સુનેરી લેસવાળી સાડીને સરખી પિતૃનું છાસવારે પ્રેત દેખાય તેમ.

મને એક–બસ એકજ નિષ્ફ–ળતા બહુ બહુ સાલે છે કે ચંદરીના ભાવિના ટુકડાઓને હું એકઠા કરીને એકઠા ન રાખી શક્યો.

એના જેવા કુસુમ વદન મેં બહુ ઓછા જોયા છે અને એ પુષ્પ જલ્દી કરમાયું હશે-અથવા કોઇએ એને નિર્દય રીતે ચીમળી નાખ્યું હશે...મે એના જીવનમાં થોડો વધારે પ્રવેશ કર્યો હોત...એ નાકામ-યાબી મને અત્યાર સુધી સાલી રહી છે

જીવનમાં કરવા જેવું કેટલું અલ્પ પણ સમયસર આપણે નથી કરતા... આપણા દરેકના જીવનની બેદરકારી

## * કેટલાક જીવન પ્રસંગો ખૂણીના જ શૂન્યહાસ્યમાં *

આ વાત પર છ સાત મહિના વીતી ગયાં.

હેંગીંગગાર્ડન પર એક રવિવાર ની સાંજ. એ ક્રિસ્ટમસના દિવસો દરમ્યાન મુંબઇમાં હોય એથી વધારે ઠંડી હતી. એવા ખુશનુમા હવામાન વચ્ચે ચંદરી સાથે અચાનક ભેટો થઇ ગયો. રંગબેરંગી કપડામાં એ સજ્જ હતી. ચહેરા પર રંગ–રોગાનના લપેડા પથરાયા હતા, એની ચાલની અદા અને આંખોનું નૃત્ય બિભત્સ હતાં.

મેં એને બોલાવી અને એની છેક નજીક ગયો. પર્સ ધરી રહેલો પાથરીને, બહાર ધસી આવી, આકાર પ્રદર્શિત કરતા સીનાને ઢાંક્યો.

મી ઋ-આહેત આપચી માફા ક્ષમા કરા... ક્ષમા દેણાર ના? કરતી ત્વરાથી જતી રહી.

હું એને જતી જોઇ રહ્યો... એ સુકુમાર વદન– એ જુવાની– એ અશ્રુપાત અને એ બિડાતું સ્મિત મારી આંખો પાસેથી ઓઝલ થઇ ગયાં. પણ મારી હાજરીમાંથી ભાગી છૂટવાની એની ઉતાવળી બેબાકળી ચાલ... અને નત મસ્તક વાળી એની પીઠ... એ ક્યારેક હજુ દેખાય છે. કોઇ અવગતે ગયેલા બેરહમીનો અંદાજ કાઢવા જેવો હોય છે.

બરાબર એ જ અરસામાં જ્યારે હું હાઉસમેન હતો એ હોસ્પિટલનો કિસ્સો... એક દર્દીએ સવારના પસાર કરેલો પેશાબનું સેમ્પલ નિષ્ણાત તપાસી રહ્યા હતા.

પેસાબ બિલકુલ શાહીના જેવું કાળું હતું. એમણે આસપાસના વિદ્યાર્થીઓના ટોળાને પૂછ્યું. આવા **Ink–black** પેસાબનું કારણ શું ? અને કોઇએ ઉત્તર ન આપ્યો એટલે મને પૂછ્યું.

'યસ ડૉ ખત્રી ?'

અને હું પણ બાઘાની જેમ એમની સામે જોઇ રહ્યો ત્યારે એમણે વાંસો ફેરવી પૂછ્યું.

"કેન યુ ટેલ અસ સિસ્ટર સાવિત્રી ?"

સિસ્ટર સાવિત્રી બટકી હતી– રૂપાળી ન્હોતી. પણ એના ઘાટીલા અંગોમાં ગજબની સ્ફુર્તિ હતી. એનો નીચલો હોઠ જરા બહાર પડતો અને હડપસી અંદર પેસેલી...એ નાનકડી અને નાજુક હતી.

મારી નાઇટ ડ્યુટી હોય ત્યારે હું, સિસ્ટર અને નર્સ ચાર ચાર આનાનો ફાળો કરી બાર આનાની શાકભાજી અને ટમેટા મંગાવતા. હોસ્પિટલની રોટલી, ટમાટાનું સુપ અને અમારા દામનું તાજું ગરમ શાક સાથે બેસીને ખાતાં... મારો એની સાથેનો છ મહિનાનો નિકટનો મૈત્રી સંબંધ હતો

'યસ, સિસ્ટર'

એ પ્રશ્ન એને ફરી પુછાયો ત્યારે એ મારી નજીક સરી અને એના હાથમાંના દરદીના કેસશીટમાં એ કશુંક મને બતાવવા જતી હતી. ત્યાં મારા બોસે એના હાથમાંથી પેપર્સ લઇ લીધા.

'યુ ટેલ મી.'

આખા વોર્ડ પર સન્નાટો છાઇ ગયો. સિસ્ટર સાવિત્રીએ કશુ બોલ્યા વિના કેસશીટ પર સારવારની કોલમ પર અમુક જગ્યાએ આંગળી મૂકી.

"ધેટસ ઇટ"

અને મારા તરફ ફરતાં કહ્યું: "યુ ગો એન્ડ જમ્પ ઇન્ટુ એ વેલ. શેમ ટુ યું"

આ દરદીના ફેફસામાંની ટી. બી. ની કેવીટીમાં ગ્લીસરીન–કારબોલીકનું ઇન્જેકશન અપાતું હતું.–એ વખતે સ્ટેપ્ટોમાઇસીન અને ટી. બી.ની અત્યારની બીજી દવાઓની શોધ ન્હોતી થઇ–અને કાળા પેશાબનું કારણ કારબોલીકનું ઇન્જેકશન હતું

સિસ્ટર સાવિત્રી નર્સિંગના ડિપ્લોમાની પરીક્ષામાં ફર્સ્ટ કલાસ ફર્સ્ટ આવી હતી નિર્દોષ અને ભોળી હતી.–એ એક જ એવી નર્સ હતી હતી જે ચહેરાપર પાવડર સુદ્ધાં ન્હોતી લગાડતી...એટલે જ તો... હું એ દિવસોમાં બડાઇ કરતો...એ મારી મિત્ર હતી.

મે હોસ્પિટલ છોડી ત્યારે એણે મને દોઢ રૂપીઆની એક પેનશીલ ભેટ આપી હતી...

પછી હુ ધંધાદારી ડોકટર બન્યો. હું કોમર્શીયલ આર્ટિસ. હતો. પછી લેખક બન્યો – મને પારિતોષિક મળ્યું...હું લાંબા ચકકરમાં પડી ગયો. જેની મૈત્રીની બડાઇ મારતો એ સિસ્ટર સાવિત્રી ભુલાઇ ગઇ.

વરસો બાદ એક દિવસ ધોમ-ધખતા બપોરે આરથર રોડ હોસ્પિટલમાંથી નીકળી બસમાં ચઢયો... એક ખાલી સીટપર બેઠો. મારે પડખે સિસ્ટર સાવિત્રીને મે જોઇ.

હું હર્ષથી બૂમ પાડી ઉઠયો.

"ઓ–હલો સિસ્ટર સાવિત્રી !"

એણે ચમકીને મારી તરફ જોયું... એની આંખો ટગર વગર મને જોઇ રહી હતી એ કશું બોલી નહી જાણે મને ઓળખતીજ ન હોય એની એજ આંખો જે પહેલાં દૂરથી મને જોઇને નૃત્ય કરી જતી. એ હોઠ જે આ પહેલાં મારી દ્રષ્ટિનું લક્ષ બનતાં સ્મિતમાં ખૂલી જતા એ હોઠો પર અત્યારે સ્મિત આનાકાની કરી રહ્યું હતું.

"અગ–બાબત કાય આહે સાવિત્રી ?"

એણે છાતી પર છેકજ માથું ઢાળી દીધું. ધ્રુજતા હોઠને કાબૂ લેવા આંખોના આંસુ ખાળવા–અને બેફામ રુદનમા તૂટી પડવા ઇચ્છતા ફેફસાંઓના શ્વાસોચ્છવાસને કાબૂમાં લેવા એ ભગીરથ પ્રયત્ન કરી રહી હતી...

મને સુઝયું નહિ કે હુ શું કરું... જયાં આટલા બધા બસના ઉતારુઓ અમારી આસપાસ હાજર હતા.

ત્યાંતો બસ સ્ટોપ આવ્યું.

એ ઊભી થઇને બારણા તરફ ભાગી. મને પાછળથી વિચાર

આવ્યો. હું ચાલતી બસે ઊતરી પડયો.

મેં એને પકડી પાડી. અને આંસુઓ વહી નીકળ્યાં.

' માઝ પતિ વાઙલ '

એણે કહ્યું. અમે ધીમી ગતિએ ચાલ્યાં હું પણ એક શબ્દ બોલ્યા વિના એના પડખે ચાલતો રહ્યો.

"છ મહિના પહેલાં."

એણે ઉમેર્યું, અને ચાલતી રહી હું પણ ચુપચાપ ચાલતો રહ્યો.

" એના આઘાતથી મારા સાસુ એ દેહ છોડયો-એક મહિનાની અંદર-"

અને એ ચાલતી રહી.

છઠે મહિને મેં મૃત બાળકને જન્મ આપ્યો. અને મેં માનસિક સમતુલા ગુમાવી. એ લોકોએ માર-પીટ કરી મને ઘરબાર વિનાની કરી. હું માસીને ઘેર રહી..."

એને ગળે ડૂમો આવ્યો. ચક્કર આવ્યાં હશે કદાચ. એ મારો હાથ પકડી સ્વસ્થ થઇ અને ઉમેર્યું.

"હવે સ્વસ્થ છું."
"સંતાન? મેં પુછ્યું."

એણે માથું ધુણાવ્યું—અને. બન્ને હાથ વચ્ચે માથું સંતાડી ઊભી રહી. આસપાસ લોકોની અવરજવર હતી. પડખેના મકાનની બાલકની માંથી કોઇક અમારી તરફ આંખો તાણીને જોઇ રહ્યું હતું.

"આગળ ચાલ સાવિત્રી."

એણે હાથ ઉઠાવી આંસુભીનો ચહેરો મારી સામે ધર્યો.

'ડોક્ટર, મારા જીવનની આ ભયંકર નિર્બળ પળે મારા તરફ સહાનુભૂતિ નહિ બતાવતા. હું તૂટી પડીશ...તમને વળગી રહીશ... જતા રહો. કૃપા કરી મને એકલી મૂકી જતા રહો."



**રેખાંકન – શ્રી મહિમ પાંધી**

કોઇ એ જણ ચાલતા અટકી અમારી તરફ જોઇ રહયા હતા કોઇ અમારી પાસેથી પસાર થઇ દુર જઇ ઉભું રહી ગયું.

"પણ સિસ્ટર...!

"નકો નકો. મી જાતે માઝા સંગ નકો કર."

"પણ સાવિત્રી તારું ઠેકાણુ?"

"નહિ... નહિ... મારું કોઇ ઠેકાણુ નથી... હું જીવતી પણ નથી.

અને એ જતી રહી.

એ પણ જતી રહી... મેં ધીમે ધીમે એની પાછળ ચાલ્યા કર્યું -પછી કશું ભાન ન રહ્યું.- અને હું ચાલતો રહ્યો મને મોડેથી ભાન આવ્યું કે એ તો આ ક્ષણે મારા મન સિવાય કયાંય ન્હોતી.

એ ઠીંગણી સુડોળ સુસ્મિતા-- એ નજર આગળથી અને છેવટે સ્મૃતિમાંથી દૂર ખસી ગઇ.

ડો. ખત્રીની નજર આકાશ તરફ થંભતી હું જોઉં છું. વાદળો એકબીજામાં ભીંસાય છે. સૂર્યનો પ્રખર પ્રકાશ તેમાં ઝળકી જતો વીજના પ્રકાશને ઢાંકી શકતો નથી. આગળ સરકતાં વાદળોના પડછાયાએ હવે સાગરનો વધુ ભાગ દબાવી લીધો છે. ઘેરાયેલ આકાશ તરફ કિનારા પર બેઠેલ એક દરિયાઇ પક્ષી પાંખ વીંઝતું ઊડી જતું હું જોઉં છુ. હું જોઉ છું કે ડો. ખત્રીની નજર પણ પક્ષીની પીઠ પકડી ઉપર ચડે છે. તેમના સફેદ બુશર્ટ અને નેવીબ્લુ કલરની પેન્ટ પર રેતી પથરાઇ છે. તેની તેમને ખબર જણાતાં નથી. મને લાગે છે કે તે અમારા બધાનું અસ્તિત્વ પણ કદાચ વીસરી બેઠા છે. વ્યોમમાં ખોવાઇ ગએલ તેમની નજરને પાછી ફેરવ્યા વિના તે ફરી બોલવા લાગે છે...

"માણસ જાતની નીતિ મૂલ્યો વિષેની માન્યતા આદિકાળથી ચર્ચાનો વિષય બની રહી છે—સતત પલટાતી તોય સતત પડકાર પામતી રહી છે.

આ સમાજ રચનામાં-એનાં એક અંશરૂપ દરેક વ્યક્તિનું આગવું અસ્તિત્વ હોય છે. વેશ્યા ગુંડો, રેકેટીયર, વિકૃત. વ્યભિચારી-અને જેને પારખવા મુશ્કેલ બને છે એવા ઉપલા વર્ગના-શઠ.

"તું તો જાણેજ છે વિનું, આ ભ્રષ્ટ રચનાના પરિબળો સમાજના અંગરૂપ કેટલીક વ્યક્તિ-ઓને નિઃસહાય બનાવી એને માટે ચોક્કસ સ્થાન નક્કી કરે છે. અને એ સ્થાન પર બળજબરી થતી હોય છે. હું વેશ્યા ના વર્ગની વાત કહી રહયો છું. આપણે ગમે કે ન ગમે, પણ આ વર્ગનું મહત્વ આપણે સ્વીકાર્યું છે. એથી અનેક ઘણું મોટું છે—એ સમસ્યા છે ? જરૂર છે. પણ સમાજના અંગોનુ કયું એકમ આજે સમસ્યા નથી. વેશ્યાને સમસ્યા તરીકે-વેશ્યાવૃત્તિ ને દૂષણ તરીકે આપણે સ્વીકાર્યું છે.—પણ અનેકમાના એક માનવી તરીકેના સ્થાનની એ અધિકારી છે જ. એ સ્વીકૃતિ ભાગ્યેજ કોઇ વેશ્યા ને મળે છે.



બત્રીનું એક ત્વરીતલેખન

ડિપ્લોમા મેળવ્યા બાદ અમારી હોસ્પિટલમાં હાઉસમેન તરીકેની મારી નિયુકિતના ૧૯૩૬ના જાન્યુ-આરીના, પહેલાજ અઠવાડિયામાં મેડીકલ આઉટડોરમાં એક 'બાઇ' એક યુવતીને લઇ આવી. એને સીફીલીસનો રોગ હતો. મારે ૯૧૪ના નામે ઓળખાતું ઇન્જેકશન એને આપવાનું હતું. મેં ઇન્જેકશન આપ્યું અને આપતાંની સાથેજ એ બેભાન બની, એના અંગો ખેંચાવા લાગ્યાં—શ્વાસોચ્છવાસ બંધ પડતા દેખાયા. અને હોઠોપર જાંબલી રંગ ચડતો દેખાયો મેં દોડીને મારા 'બોસ' ને બોલાવ્યા

—આ ઇમરજન્સી હતી. એમની સૂચના અને દેખભાળ નીચે દરદીને તાબડતોબ ઓકસીજન અને બીજાં કેટલાંક ઇન્જેકશન અપાયાં... વીસ પચીસ મિનિટ બાદ એ હોશમાં આવી. આ દરમ્યાન એની 'બાઇ' પાન ચાવતી બરોબર પંખાનીચેના બાંકડા પરની જગા શોધી એક પગ ઊંચો લઇ ચિંતા વ્યકત કરવાનો ડોળ કર્યા વિના, સ્વસ્થ અઢેલીને બેઠી હતી

પેલી યુવતીએ ઊંડો શ્વાસ લઇ પ્રયત્ને આંખો ખોલી. એ નજરમાં ભાનમાં આવ્યા હોવાના સૂચન સિવાય કોઇ ભાવ ન હતો. પછી આંખો બંધ કરી થોડીવાર પડી રહી. હું એની તરફ સચિંત જોઇ રહ્યો હતો. મધ્યમ કદની, સોનેરીવાળ, ગોળ ચહેરો, કૂમળા અને ધ્યાન ખેંચે એવી રીતે બહાર ખુલતા મુલાયમ ભરાવદાર હોઠ...એના યૌવનનું સર્વ આકર્ષણ, એના હાથ પર કેન્દ્રિત થતું હોય એમ ભાસતુ હતું. બે મિનિટ બાદ એના ચહેરાપરનો પસીનો સુકાયો, હોઠ પર લાલી ચડી. પાંપણ ઉઘાડબંધ થવા લાગી ત્યારે આંખને ખુણેથી એક ક્ષણ મારી તરફ જોઇ એ ઊભી થવા જતી હતી.

મેં એને ઇશારાથી રોકી. અર્ધી મિનિટ બાદ એ ટેબલપર બેઠી થઇ અને સાડીના છેડાથી મોં લૂછવા હાથ ઉંચો કર્યો ત્યારે બગલ નીચેના બ્લાઉઝના ફાટેલા કપડા નીચે એનું ગૌર તનુ અને લીસી ત્વચામાં હજી યૌવનની તાઝગી અને તંદુરસ્તી ની મોહિની ડોકિયું કરતી મેં જોઇ.

હું ફર્યો.

એની બાઇ પણ પાનની થેલી પર દોરી વીંટતી ટેબલ આગળ આવી પહોંચી. રોષથી એનો હાથ પકડી ધકકો મારી, એને ટેબલથી હેઠી ઉતારી. એની મેલી કરચલીઓ વાળી આંખમાં ધાક બેસાડે એવી તાકાત હતી.

આવું પોપલાપણુ નહિ ચાલે સમજી?

એ બન્ને જતા રહ્યાં.

બીજે અઠવાડિયે એ ફરી ઇન્જેકશન લેવા આવી. આઉટડોરમાં

મારા બોસ હાજર હતા એની ખાતરી કરી ઈન્જેકશનની સીરિંજ હાથમાં લઇ હું ટેબલ તરફ આગળ વધ્યો ત્યારે મારા પગ ધ્રુજી ઊઠવાની તૈયારી કરતા હોય એવો મને ભ્રમ થયો...

આ વખતે કશુંજ ન બન્યું

મેં એને બે મિનિટ ટેબલ પર સૂઈ રહેવા સૂચના આપી, અને એની નાડી પર હાથ મૂકી ઊભો રહ્યો.

કશુંજ ન બન્યું

મેં એનો હાથ પકડી ટેબલ પરથી હેઠી ઉતારી અને સચિંત એની તરફ તાકતો ઊભો.

નતમસ્તક પર રહેલા સાડીના છેડા પર અમસ્તોજ એનો હાથ ફરી ગયો. અને એક ક્ષણ સંકોચમા બિડાતાં એના બધાંજ અંગોની આભા કેવી નયનરમણીય દેખાણી–સુકુમાર યૌવન બધેજ એક સરખું અને ગરવું હોય છે... અને આવી એક વેશ્યામાં પણ હોય એમાં નવાઇ છે કંઇ?

એ ઉપરાંત બીજા બે ઇન્જેકશન દર અઠવાડિયે અપાતાં અને એ મહિનાઓ સુધી સારવાર માટે આવતી રહી.

હું હોસ્પિટલથી ઘેર જતો એ રસ્તા પર એક બેઠી ગંદી એક મજલાની ચાલમાં એનું ઘર–અથવા અડ્ડો હતાં

કોઇવાર હું એને ફુટપાથ પર શાક ખરીદતી કે દૂધનો કળશીયો લઇ ઘર તરફ જતી દેખતો. પણ જેવી એની નજર મારા પર પડતી કે તરત જ મારા તરફ પીઠ ફેરવી અમસ્તીજ કોઇ દુકાન આગળ ઊભી રહેતી. અથવા રસ્તો ઓળંગી બીજી બાજુની ફુટપાથ પર દોડી જતી... કોઇવાર એની ખોલીની બારી પર નજર જતાં એના કમાડ હળવેકથી બિડાતાં હું જોઇ રહેતો... અને મને વહેમ આવતો કે બે બારણાં વચ્ચેની ન જેવી તિરાડમાંથી એ અનિમિષ મારી તરફ જોઇ રહી હશે...એ મારી કલ્પના માત્ર હતી...

સારવારના છેલ્લા બે ત્રણ અઠવાડિયાંઓ દરમ્યાન એનો બધો જ ક્ષોભ જતો રહ્યો હતો. તોયે એ કોઇકજ વાર અતિ આવશ્યક હોય ત્યારેજ માત્ર પ્રશ્ન પૂછતી. નસનું ઇન્જેકશન આપતી વખતે એ એક પંજાથી બાંયને દબાવી નસ ફુલાવતી. પછી,એણે કંઇ ભૂલ કરી છે કે નહિ એવા પ્રશ્ન વાળી એની નજર મારી નજરને આવરીને દૂર હટી જતી... પછી, ચાલ્યા જવાની મારી સંમતિનીએ રાહ જોતી વિનયથી માથું નીચું કરી એ મારી સામે ઊભી રહેતી. આવું અઠવાડિયે બે ત્રણ વાર બનતું આવી એક પળે મેં એને પ્રશ્ન કર્યો.

"તુલસી, મેં ઘણીવાર નોંધ લીધી છે કે રસ્તા પર મને જોઇને તું પીઠ ફેરવી લે છે અથવા મારાથી દૂર જતી રહે છે... મારી આટલી બીક લાગે છે તને?"

એણે સહસા મારી સામે જોયું. માથા પરથી સરી જઇ ખભા પર ટેકવાઇ રહેલા સાડીના છેડાનું એને ભાન ન રહ્યું. કોઇ ભાવના અતિરેકથી એની મારા ચહેરાપર મંડાઇ રહેલી કીકીઓ થથર્યા કરતી હતી.

"ડોકટર સાહેબ"

અને એણે હાથ ઊંચો કરી સંબોધનની મુદ્રામાં હથેલી મારી સામે ધરી, એ લાંબી આંગળીઓ કેટલી કોમળ હતી !

"તમે મને જીવતદાન આપ્યું મને નીરોગી કરી. પણ એથી વિશેષ હું એક તિરસ્કૃત વેશ્યા છું એવો ખ્યાલ મનમાં લાવ્યા સિવાય તમે મારા તરફ એક આદમીની બીજા આદમી તરફની અનુકંપા બતાવી... હું ઋણી છું તમારી,

એણે સાડીના છેડાને ઊંચકી માથા પર ગોઠવ્યો.

"પણ મારી મુશ્કેલી હું આપને કેમ કરી સમજાવું? હું રસ્તામાં તમારી સામે લગોલગ આવી જાઉં અને તમને પ્રણામ ન કરું તો હું નગુણી કહેવાઉ... ગમેતેમ તોય હું વેશ્યા રહી. અને તમને પ્રણામ કરતી આસપાસના લોક મને જોઇ જાય તો નાની એવી તમારી બદનામી થાય. એવું મારા હાથે અપકૃત્ય હું કેમ કરૂં?"

પણ એમાં બદનામી કેવી?

"ડોકટર સાહેબ, હું જે

"સાંભળ તુલસી, અમે વિક્ષેપ રૂપ નથી થવા ઇચ્છતા...અમે ચાહ પી લીધી છે હવે અમે જઇએ. તું તારા ઘરાકને લઇ શકે છે."

બરોબર પાંચ વર્ષ પહેલાના જ જેવી અદા ! એ ટટ્ટાર થઇ એક ક્ષણ મારી સામે સરોષ જોઇ રહી પછી ટીપાઇની સપાટી પર હાથ ટેકવી મારી તરફ નીચી નમતાં એણે કહ્યું- અને એના અવાજમાં મેં થોડો કંપ ઓળખ્યો.

"ડૉક્ટર સાહેબ, હું વેશ્યા જરૂર છું પણ મેં વિનય અને કૃતજ્ઞતા ખોયાં નથી." અને બારણા તરફ ફરતાં એણે કહ્યું" 'તમે બેસજો'

એની પાછળ દરવાજો અવાજ કરીને બંધ થતો સંભળાયો.

એ મિનિટની બેચેન ચૂપકીના ભાર નીચે મારુ મન ચગદાતું રહ્યું.

ચહેરા પર મૂંઝવણ લઇને એ અંદર આવી.

"માફ કરજો ડૉકટર સાહેબ થોડી મુસીબત છે. એ મારા શેઠ છે. હું એનો પગાર ખાઉં છું આ પડખેની લોબીમાં તમે બધા ત્રણ મિનિટ થોભશો તો મારા પર ઉપકાર થશે. આટલો તમારા પર મારો અધિકાર છે. એવું માનીને આ માગણી કરી રહી છું. હું એમને ત્રણ મિનિટમાં સમજાવીને પાછા મોકલીશ-પ્લીઝ !"

અને અમારા ઉત્તરની રાહ જોયા વિના એણે લોબીનો દરવાજો ખોલ્યો-અને અમને ઉતાવળે અંદર ધકેલ્યા. રૂમમાંથી બારણા પર સાંકળ દેવાનો અવાજ મેં સાંભળ્યો.

અને આ નવી વિચિત્રતા કે મુંબઇમાં કદાચ કયાંય જોવા ન મળે તેવું નકકર અંધારું અહીં હતું બરોબર પડખે રાતે ન ચાલતી કોઇ ફેકટરીની બારી વિનાની લાંબી પછીત હતી.

એ લોબીની કિનાર પર ટેકવાઇને અમે ઊભા રહ્યા. પસાર થતી અનેક સેકન્ડની ગણતરી મનમાં ચાલતી રહી... એક મિનિટ રબરની પટ્ટીની જેમ ખેંચાઇને પાંચ મિનિટ જેવી લાંબી થઇ હશે અને ખેંચાઇને તંગ થતા સમયના પરમાણુઓ વચ્ચે અમારી બેચેની અટવાઇ ગઇ હતી...

સ્થગિત થઇ ગઇ હતી."

ડૉ. ખત્રીને બોલતા અટકી જવું પડયું. ઓચિંતુ એક ડરામણું મોટું કાળું વાદળું ખૂબજ નીચે આવીને મોટા અવાજથી અમારા પર તૂટી પડયું. પછીતો ધીમે ધીમે ફોરાંઓની કડીઓ સંધાતી ગઇ અને થોડીવારમાં અમારી અને સામે દેખાતી સૃષ્ટિ વચ્ચે પાણીનો પરદો રચાઇ ગયો. અમે ઊઠીને ઝડપથી ચાલવા લાગ્યા. વરસાદ અટકે તેવા કોઇ ચિન્હ હવે જણાતા ન હતા. ભીની રેતીના ઢગલામાંથી મુશ્કેલીથી પગ ઉઠાવતા ડૉ. ખત્રીની પાણીમાં તરબોળ આકૃતિને આગળ ને આગળ ચાલતી હું જોતો તેમની વાત અધૂરી રહી ગઇ।

એ બંધ દરવાજાની : તુલસી એ કયારે અને કેવા જથી ખોલી ? ડૉકટર અને તે મિત્ર પર સ્થગિત થઇ ગ બેચેની હટી કે ચૂપકી અ રહી ? એ હું જાણતો નથી. ખત્રી એ વાત ફરી કદી પૂરી શકયા નથી. તે વાત તુલસી સુ સમિત હતી કે બીજાં અનેક કે જેમણે ડૉકટરના જીવનમાં કરી એમના કલાકાર માનસ આ જીવન સ્થગિત બેચેની ક હશે તેઓ પોતાના નિદાન દરદીઓની રીતે ડૉકટરના બાંકડા પર રાહ જોતાં બેઠાં તેની મને જાણ નથી.......

...આજે, કયારેક મારા ખાનાના ઉપરના ખંડમાં બારી ઊભો રહું છું ત્યારે નીચેથી અવાજ ઊપસે છે.

"મનુભાઇ, ફરવા ચાલશું

અને અધૂરી રહી ગયેલી વાતની ઇંતેઝારી-ડૉ. જયંત હવે જીવંત નથી, તેની સ જાણ હોવા છતાં-મને દ થોડાંક પગથિયાં નીચે ઊતારી



ખત્રીની કલમ મોકળાશથી સ્પર્શી શકે છે ! ખત્રીએ **Drawing Room Short Story Writer** તરીકે નથી**night table literature**નું સર્જન કરનારાઓમાંના એક છે હા, એમની વાર્તાઓમાં **Sex**નું ભરપુર આલેખન થયું છે–છતાંય એમની વાર્તાઓ માત્ર **sexy** નથી. કદાચ **Henry Miller** જેમ ખત્રી પણ માનતા હોય તો નવાઇ નહીં : **Sex is one of the nine reasons for reincarnation. The other eight are unimportant. If we were all angles we wouldn't have ouy Sex–we'd have wings. An aeroplane has no Sex, neither has God. Sex provides for reproduction and reproduction leads to failure.'** માનવીની આવી કરુણ નિષ્ફળતાની વાતોને એમણે એવી રીતે આકાર આપ્યો છે કે એનો સસ્પર્શ અનુભવ્યા વિના રહેવાયજ નહીં.

વિષયની માવજત કેવી રીતે કરવી એનો ખત્રીને પૂરેપૂરો ખ્યાલ છે. અનિવાર્ય વિગતોથી એ વાતાવરણ જમાવે છે. અને એ વાતાવરણમાં જ એમનાં પાત્રો અને પ્રસંગો ઊગતા આવે છે. આલેખનની ઉતાવળ નથી. એમના વાર્તાકલાની ધીમી પણ ચોક્કસ ગતિ છે. ક્યાંય નિરર્થક વિસ્તાર નથી. એમની વાર્તા-સૃષ્ટિમાં પ્રવેશીએ છીએ ત્યારે પાછળ બાંધેલી અધૂરી ઇમારતનો ખ્યાલ નથી આવતો પણ એક પૂર્ણ વિકસિત વૃક્ષનો ખ્યાલ આવે છે.

એમની ધાડ' નામની વાર્તામાં ચેરીયાના ઝાડની વાત આવે છે. હું એમની વાર્તાકલાને આ ચેરીયાના ઝાડ સાથે જ સરખાવું. એમના જ શબ્દોમાં જોઇએ :

'આ ચેરીયાનું ઝાડ નર્યા કાદવ પર ખારા પાણી વચ્ચે કેમ પોપણ પામ્યું, એ કેમ મોટું થતું હશે, ક્યાંથી ખોરાક મેળવતું હશે અને કેમ ટકાવી રાખતું હશે એનો વિચાર આવ્યો છે તને કોઇ દહાડો ?'

'આ છોડનાં મૂળિયાં પહેલાં કાદવમાં ઊંડે જાય છે, તેથી એ છોડ પોતાના થડ પર મજબૂત બને છે. પણ કાદવમાં પોષણ ન મળતાં એ મૂળિયાં પાછાં બહાર નીકળી થડની આસપાસ પથરાઇ જાય, પોતાના કાંટા મારફત હવામાંથી પોષણ મેળવે છે.

'હવામાંથી ?'

'હા, હવામાંથી અને તોય આવી જહેમતથી મોટા થયેલાં અને માણસાઇથી ટટાર ઊભેલા આ છોડને અમારાં ઊંટ ખાઇ જાય છે–સૂકવી નાખે છે.'

વિવેચકો એમની વાર્તાકલાના છોડની જે સ્થિતિ કરતા હોય તે. પણ કાળ એને દઢ કરશે કારણકે એમાં જીવનના ભેદ અને રહસ્યો ભર્યાંભર્યાં છે.

'ગુજરાતી વાર્તા અને જયંત ખત્રીની ભાષા' આવો કોઇ વિષય પસંદ કરીએ તો એક અલગ વિવેચન લેખ કરવો પડે એવું કામ એમણે ભાષા દ્વારા કર્યું છે. એમનાં સૂક્ષ્મ નિરીક્ષણો અને વાતાવરણની સાથે તાલ આપતાં એમને સૂઝેલા કલ્પનો એમની કલાને કોઇ જુદી જ ઝાંય આપે છે.

ધીમું હાંફતી દરિયાની સપાટી હથેલીમાં પાણી પકડયું હોય એમ એક નાનું તળાવ, ઝૂલતી ડાળી પર હિલોળતાં પારેવડાં જેવું માદળિયું. મોટા થવાના પ્રયત્નો માંડી વાળી જીવવાની ખાતર જીવતો કસ્ટમની બાજુનો પીપળો, સાપ જેવો વળાંક લઇને બાજુમાં પડેલો ડાબો હાથ, ખોપરી પર નાનકડા સર્પો જેવી દોડધામ કરતી નસો, ખોં—ખોં—ખોં જાણે ઉધરસનો ફરતો ભમરડો–આ અને આવું બધું આવે છે તે પૂરેપૂરા ઔચિત્ય સાથે ઉંદર બિલ્લી, સાપ, મકોડા કીડી, સાલા સુવ્વર–આ બધું સાધન તરીકે આવે છે. એમને સાહિત્યનું સર્જન કરવું છે. આવું બધું લખીને આધુનિક વાર્તાકાર તરીકે ખપી શકાય એટલા માટે એમણે આવું નથી કર્યું.

સમયનાં અનેક સ્વરુપો, એની ગતિ અને એની અગતિ–એકમેકને છેદતાં ભેદતાં ગતિનાં વર્તુળો

અને એના મિજાજને ખૂબીથી એમની વાર્તામાં ઉતાર્યાં છે.

એ જુદા જુદા પ્લૅટફૉર્મ પરથી પસિંજરોના વિવિધ સંકેતોને વ્યક્ત કરતી ટ્રેન એકજ દિશામાં જતી હોય એવી ટેકનીકવાળી વાર્તા 'ફ્રેગ્મેન્ટ્સ' જુઓ અને તેની પડખે સુરેશ જોષીની 'જન્મોત્સવ' વાર્તા મૂકી જુઓ, 'પ્રતાપ એ પ્રતાપ'ના કલેવરજોકનું અને સરોજ પાઠકકૃત 'સારિકા પંજરસ્થા'નું સામ્ય પણ નકારવા જેવું નથી. આ અને આવી કેટલીયે સામ્યતા એક વાતની તો સાક્ષી પૂરે છે કે આપણી પછીની પેઢીએ જે કર્યું એ અમે ક્યારના કરી ચૂક્યા હતા. કદાચ, સાચા સર્જકનું આમજ થતું હોય છે. એ એમના જમાનાથી આગળ જ નીકળી જતા હોય છે.

**'Here is the begining and there is the end.'** એવા સ્પષ્ટ આદિ–અંતવાળી વાર્તાઓ કલાકાર ખત્રી તો ન જ લખે એ સ્વાભાવિક છે. એમની એક 'ખીચડી' વાર્તાનો અંત જોઈએ અંતે ખોખરા અવાજે પ્રશ્ન થાય છે :

ફોજદાર સાહેબ, આ લડાઈનો ક્યારે આરો આવશે ?'

'કઈ લડાઈ ? આ પ્રશ્ન મોટો ને મોટો થતો જાય છે અને ફરતી ફરડ લાચારી જેમ આપણા અસ્તિત્વની ચારે બાજુએ ઘૂમી વળે છે.'

એ ઓરડામાં કશો અવાજ નહોતો–ઘડિયાળ નોયે નહિ.'

'મીંદડી દૂધ પીવા આવે એમ પેલી નીરવ ચૂપકી આવી બેઠી.'

'ફરી એ જ ચૂપકી... જાણે અવાજ પોતે વિસ્તૃત બનતાં ચૂપ થઈ ગયો હોય એવી અકળાવે ગૂંગળાવે એવી સર્વવ્યાપક ચૂપકી.'

ચૂપકીદી અને અવાજનાં અનેક રૂપોને એમણે મૂર્ત કર્યાં છે.

રણકતું હાસ્ય. ખરબચડું હાસ્ય. પાંખીની ટચૂકડી ઊંચી વળતાં અવાજ કરે એવું હાસ્ય, ઢોળાવ પર પથરાતા અંધારામાં રમતી અવાજની આરસરાઓ–

મૌન અને વાણી–આ બન્નેમાં અને બન્નેની વચ્ચે સળવળતી સૃષ્ટિને એમણે સર્જન કરી છે.

ખત્રીની કલમ મોકળાશથી સ્પર્શી શકે છે! ખત્રીએ **Drawing Room Short Story Writer** તરીકે નહીં **night table literature**નું સર્જન કરનારાઓમાંના એક છે હા, એમની વાર્તાઓમાં **Sex**નું ભરપુર આલેખન થયું છે–છતાંય એમની વાર્તાઓ માત્ર **sexy** નથી. કદાચ **Henry Miller** જેમ ખત્રી પણ માનતા હોય તો નવાઇ નહીં : **Sex is one of the nine reasons for reincarnation. The other eight are unimportant. If we were all angles we wouldn't have ouy Sex–we'd have wings. An aeroplane has no Sex, neither has God. Sex provides for reproduction and reproduction leads to failure.'** માનવીની આવી કરુણ નિષ્ફળતાની વાતોને એમણે એવી રીતે આકાર આપ્યો છે કે એનો સસ્પર્શ અનુભવ્યા વિના રહેવાયજ નહીં.

વિષયની માવજત કેવી રીતે કરવી એનો ખત્રીને પૂરેપૂરો ખ્યાલ છે. અનિવાર્ય વિગતોથી એ વાતાવરણ જમાવે છે. અને એ વાતાવરણમાં જ એમનાં પાત્રો અને પ્રસંગો ઊગતા આવે છે. આલેખનની ઉતાવળ નથી. એમના વાર્તાકલાની ધીમી પણ ચોક્કસ ગતિ છે. કયાંય નિરર્થક વિસ્તાર નથી. એમની વાર્તા-સૃષ્ટિમાં પ્રવેશીએ છીએ ત્યારે પાછળ બાંધેલી અધૂરી ઇમારતનો ખ્યાલ નથી આવતો પણ એક પૂર્ણ વિકસિત વૃક્ષનો ખ્યાલ આવે છે.

એમની ધાડ' નામની વાર્તામાં ચેરીયાના ઝાડની વાત આવે છે. હું એમની વાર્તાકલાને આ ચેરીયાના ઝાડ સાથે જ સરખાવું. એમના જ શબ્દોમાં જોઇએ :

'આ ચેરીયાનું ઝાડ નર્યા કાદવ પર ખારા પાણી વચ્ચે કેમ પોષણ પામ્યું, એ કેમ મોટું થતું હશે, કયાંથી ખોરાક મેળવતું હશે અને કેમ ટકાવી રાખતું હશે એનો વિચાર આવ્યો છે તને કોઇ દહાડો ?'

'આ છોડનાં મૂળિયાં પહેલાં કાદવમાં ઊંડે જાય છે, તેથી એ છોડ પોતાના થડ પર મજબૂત બને છે. પણ કાદવમાં પોષણ ન મળતાં એ મૂળિયાં પાછા બહાર નીકળી થડની આસપાસ પથરાઇ જાઇ, પોતાના કાંટા મારફત હવામાંથી પોષણ મેળવે છે.

'હવામાંથી ?'

'હા, હવામાંથી અને તોય આવી જહેમતથી મોટા થયેલાં અને માણસાઇથી ટટાર ઊભેલા આ છોડને અમારાં ઊંટ ખાઇ જાય છે–સૂકવી નાખેછે.'

વિવેચકો એમની વાર્તાકલાના છોડની જે સ્થિતિ કરતા હોય તે. પણ કાળ એને દૃઢ કરશે કારણકે એમાં જીવનના ભેદ અને રહસ્યો ભર્યાંભર્યાં છે.

'ગુજરાતી વાર્તા અને જયંત ખત્રીની ભાષા' આવો કોઇ વિષય પસંદ કરીએ તો એક અલગ વિવેચન લેખ કરવો પડે એવું કામ એમણે ભાષા દ્વારા કર્યું છે. એમનાં સૂક્ષ્મ નિરીક્ષણો અને વાતા વરણની સાથે તાલ આપતાં એમને સૂઝેલા કલ્પનો એમની કલાને કોઇ જુદી જ ઝાંય આપે છે.

ધીમું હાંફતી દરિયાની સપાટી હથેલીમાં પાણી પકડયું હોય એમ એક નાનું તળાવ, ઝૂલતી ડાળી પર હિલોળતાં પારેવડાં જેવું માદળિયું, મોટા થવાના પ્રયત્નો માંડી વાળી જીવવાની ખાતર જીવતો કસ્ટમની બાજુનો પીપળો, સાપ જેવો વળાંક લઇને બાજુમાં પડેલો ડાબો હાથ, ખોપરી પર નાનકડા સર્પો જેવી દોડધામ કરતી નસો, ખોં—ખોં—ખોં જાણે ઉધરસનો ફરતો ભમરડો–આ અને આવું બધું આવે છે તે પૂરેપૂરા ઔચિત્ય સાથે ઉંદર બિલ્લી, સાપ, મકોડા કીડી, સાલા સુવ્વર–આ બધું સાધન તરીકે આવે છે. એમને સાહિત્યનું સર્જન કરવું છે. આવું બધું લખીને આધુનિક વાર્તાકાર તરીકે ખપી શકાય એટલા માટે એમણે આવું નથી કર્યું.

સમયનાં અનેક સ્વરુપો, એની ગતિ અને એની અગતિ–એકમેકને છેદતાં ભેદતાં ગતિનાં વર્તુળો

અને એના મિજાજને ખત્રીએ એમની વાર્તામાં કંડાર્યા છે.

એ જુદા જુદા પ્લેટફોર્મ પરથી પરિસ્થિતિના વિષય સંકેતોને વ્યક્ત કરતી ટ્રેન એકજ દિશામાં જતી હોય એવી ટેકનીકશાઇ વાર્તા 'કૃષ્ણજન્મ' જુઓ અને તેની પડખે સુરેશ જોષીની 'જન્મોત્સવ' વાર્તા મૂકી જુઓ, 'પ્રતાપ ઓ પ્રતાપ'ના ફ્લેશબેકનું અને સરોજ પાઠકકૃત 'સારિકા પંજરસ્થા'નું સામ્ય પણ નકારવા જેવું નથી. આ અને આવી કેટલીયે સામ્યતા એક વાતની તો સાક્ષી પૂરે છે કે ખત્રીની પછીની પેઢીએ જે કર્યું એ ખત્રી ક્યારના કરી ચૂક્યા હતા. કદાચ, સાચા સર્જકનું આમજ થતું હોય છે. એ એમના જમાનાથી આગળ જ નીકળી જતા હોય છે.

**'Here is the begining and there is the end.'** એવા ચપ્પટ આદિ-અંતવાળી વાર્તાઓ કલાકાર ખત્રી તો ન જ લખે એ સ્વાભાવિક છે. એમની એક 'ખીચડી' વાર્તાનો અંત જોઇએ અંતે ખોખરા અવાજે પ્રશ્ન થાય છે :

ફોજદાર સહેબ, આ લડાઇનો ક્યારે આરો આવશે ?'

'કઇ લડાઇ ? આ પ્રશ્ન મોટો ને મોટો થતો જાય છે અને ફરતી ફલ્ડ લાઇટસી જેમ આપણા અસ્તિત્વની ચારે બાજુએ ઘૂમી વળે છે.'

એ ઓરડામાં કશો અવાજ નહોતો-ઘડિયાળ નોયે નહિ.'

'મીંદડી દૂધ પીવા આવે એમ પેલી નીરવ ચૂપકી આવી બેઠી.'

'ફરી એ જ ચૂપકી... જાણે અવાજ પોતે વિસ્તૃત બનતાં ચૂપ થઇ ગયો હોય એવી અકળાવે ગૂંગળાવે એવી સર્વવ્યાપક ચૂપકી.'

ચૂપકીદી અને અવાજનાં અનેક રૂપોને એમણે મૂર્ત કર્યાં છે.

રણકતું હાસ્ય, ખરબચડું હાસ્ય, પાંણીની ટબૂડી ઊંધી વળતાં અવાજ કરે એવું હાસ્ય, ઢોળાવ પર પથરાતા અંધારામાં રમતી અવાજની અપ્સરાઓ-

મૌન અને વાણી-આ બન્નેમાં અને બન્નેની વચ્ચે સળવળતી સૃષ્ટિને એમણે સજીવ કરી છે. એમના પાત્રો વાત કરે છે, પણ વાચાળ નથી. અને મૌનમાં એવી રીતે પ્રકટ થાય છે કે જાણે સૌ કહેતા ન હોય.-

**We had no need of words,**
**our thoughts were phrased**
**by flowers and trees**
**and evening sky behind.'**

પ્રકૃતિથી પાંગરતી અને ડીંગરાતી ધરતી એ ખત્રીની નોળવે છે.

'ત્યાં એવી વાંઝણી ધરતી હતી કે એની છાતીમાંથી કોઇ દહાડો ધાવણ આવતું જ નહીં. ધૂળ, વંટોળિયા ટાઢ, તડકો, કાંટા, ઝાંખરાં અને નિઃસીમ મેદાનોની વાતો મને સાંભળવી ગમતી. કારણ મને ધરતી તરફ પ્યાર હતો.'

'આખી પૃથ્વી જાણે મારૂં ઘર હોય આભ ધરતીને ચૂમે છે એ ક્ષિતિજ મારા પર્યટનના સીમાડા હોય રાત્રિની સાવચેતભરી ચૂપકીદીમાં ચાંદની રાતના વૃક્ષો નીચેનાં અંધારા જાણે મારા કુટુંબની વ્હાલભરી હૂંફ હોય-'

ખત્રીમાં કલાકારનું તાટસ્થ્ય છે. એમની વિશ્વાર્દ્ર આંખો સમગ્રને એની છાલ ઉતારીને સૂકી નજરે જુએ છે.

હું જ્યારે જ્યારે એમની વાર્તાઓ વિષે વિચારું છું ત્યારે અંતે મને એક વાર્તા યાદ આવે છે. મહિનાના છેલ્લા દિવસો છે એક માણસ બિલાડીનું બચ્ચું વેચવા નીકળે છે. કોઇ કરતાં કોઇ એને ખરીદતું નથી નથી. પછી કોઇ એને શીખામણ આપે છે કે તું આ વાઘનું બચ્ચું છે એમ સૌને કહે. અને એ બિલાડીનું બચ્ચું વેચાઇ જાય છે. આપણે ત્યાં ગુજરાતમાં કેટલાયે વાર્તાકારોની બિલાડીના બચ્ચા જેની વાર્તાઓ વાઘના બચ્ચાને નામે ખપી ગઇ છે અને જેમની વાર્તા સાચા અર્થમાં વાઘના બચ્ચા જેવી છે એનો આપણે બિલાડીના બચ્ચા જેટલોયે આદર કર્યો છે ખરો ?

['જયંત ખત્રી-સમીક્ષા અને શ્રદ્ધાંજલિ' ખાર-સાંતાક્રુઝ-પાર્લાની સાહિત્યસભાના સંયુક્ત ઉપક્રમે બોલાયેલું.] તા. ૨૭-૬-૬૮

# સ્ટેથોસ્કોપ પહેરેલા સર્જક

ચુનીલાલ મડિયા

આ કટારમાં જેમના આગામી વાર્તાસંગ્રહ 'ખરા બપોરનું અવલોકન લખવાની ઉમેદ હતી એ ડૉ. જયંત ખત્રીના અકાળ અવસાનની નોંધ લેવી રહી.

અને આ અવસાનની નોંધ લેવી જ પડશે એવી કઢંગી ખાતરી પણ મનમાં ઊગી જ નીકળેલી, એય એક કેવી વિચિત્રતા! ખત્રીના કેન્સર વ્યાધિએ બીજો ઉથલો ખાધો. ગળાની 'મેલિગ્નન્સી આંતરડામાં વિસ્તરી ત્યારે મુંબઈમાં બે ધરખમ તબીબી નિષ્ણાતોની પરિષદ' યોજાયેલી. એક તબીબને ઉગારવા બીજા બે તબીબોએ મસલત કરેલી. પણ ખત્રીએ તો એમનું બાલસહજ સ્મિત ચમકાવતાં કહી દીધેલું 'ડૉકટરો એક ડૉકટરને છેતરી ન શકે.' આપણા ડૉક્ટર દર્દી પણ છેતરાયા નહિં. યમદેવ જોડે અગોતરી એપોઇન્ટમેન્ટ હોય, એમ એનું પાલન કરવા નિયત સમયે જ ચાલી નીકળ્યા. આ બધું, વાસ્તવને બદલે વાર્તા જેવું વિચિત્ર લાગે છે, ખરું ને? પણ આપણા વાર્તાકાર એવી એક વસમી વાર્તા જીવી ગયા.

અખબારો, સામયિકો અને કટારલેખકો હજી તો બોબી કેનેડીની શહાદતને અંજલિ આપવા રોકાયા છે. ઘણાય લેખકોને હજી જયંત ખત્રીની ઓળખ આપવી પડે છે. જેનાંતેનાં સન્માને યોજવામાં શૂરીપૂરી સાહિત્યસંસ્થાઓને હજી ખત્રી માટે શોક દર્શાવવાનું સૂઝયું નથી. પણ એથી જરાય આશ્ચર્ય પામવાની જરૂર નથી. ખત્રી સાહિત્યના છાપેલ કાટલાંની પંગતમાં કદી બેઠા નહોતા. એમણે સાહિત્યશાહીમાં સત્તાસ્થાન તો કદી ભોગવ્યું જ નહોતું.. એમની હાટડી–વર્કશોપ સાહિત્યના રાજમાર્ગ પર કોઈ મોકાને સ્થાને નહોતી. ગલીકૂંચીમાંથી આપણી ગરજે શોધવી પડે એમ હતી. આમેય ખત્રીનું શેષ જીવન ગુજરાતને ઓતરાદે સીમાડે કચ્છ–માંડવીમાં વીતેલું સાહિત્યના એસ્ટાબ્લિશમેન્ટમાં પણ ખત્રીનું સ્થાન સીમાડે જ રહેવા પામેલું. સદ્ભાગ્યે, ખત્રીને પોતાને આ બાબતનો બહુ રંજ નહોતો. કોઈપણ સાહિત્યપ્રકારમાં અગ્રયાયી બનનારને લલાટે ગુજરાતમાં જે ઘોર ઉપેક્ષા લખાયેલી રહે છે, એનું જ્વલંત ઉદાહરણ જયંત ખત્રી ગણાશે. રંજ તો આપણે એ વાતનો રહ્યો કે આજે જેઓ પોતાને અર્વાચીન યા અતિઅર્વાચીન ગણાવે છે તેઓ એ અર્વાચીનતાના અગ્રચારીનો ઋણસ્વીકાર નથી કરતા અને એ પુરોગામીએ આરંભેલી નવીનતાઓને પોતાને નામે જ ખપાવે છે.

આજથી ત્રણ દાયકા પૂર્વે ધૂમકેતુનો મધ્યાહ્ન તપતો હતો, અને દ્વિરેફની બોલબાલા હતી ત્યારે એ બેઉ લેખનરીતિઓથી ઊફરા ચાલીને પોતાની આગવી નવીનતા સિદ્ધ કરવી એ સહેલું કામ નહોતું. પણ ખત્રીએ મૂર્તિભંજનના કશા અભિનિવેશ વિના 'ફોરાં'ની વાર્તાઓમાં જે નવ વાસ્તવવાદ દાખવ્યો. એનાં સુફળ આજે સંખ્યાબંધ નવલેખિતીઓમાં જોવા મળે છે. કમનસીબે 'ખત્રીના વર્કશોપ'માં ડોકિયું કરવામાં યા એમના પ્રશ્નોત્તર ટેપરેકોર્ડ કરવામાં કોઈ સંપાદકને રસકસ જણાયા નહિ, અને પરિણામે આ નવિનતાનું નેપથ્ય લગભગ અજાણ્યું જ રહેવા પામ્યું.

કોને ખબર હતી કે સ્વ ડૉ. જયંત ખત્રીની સ્મૃતિ ઓને જાળવવા માટે 'સંસ્કૃતિ'ને દિલોજાનથી સાથ આપનાર ચુનીલાલ મડિયા પણ ખત્રીના અવસાનનો આઘાત હજુ સહ્ય બને ન બને તે પહેલાં ચાલ્યા જશે! સંસ્કૃતિ એમની યાદ અને પ્રદાનને આભારના અશ્રુથી અંજલિ અર્પે છે.

ખત્રીના મનોનેપથ્થમાં ડોકિયું કરવાની પહેલી તક અઢી દાયકા પૂર્વે મળેલી. ત્યારે તેઓ મુંબઇમાં માટુંગામાં દવાખાનું ચલાવતા. એક મોડી સાંજે કવિ સ્વપ્નસ્થ મને ખત્રીને મળવા લઇ ગયેલા. ૧૯૪૧ની સાલની એ પહેલી જ મુલાકાત અમારી વચ્ચેની કાયમી સ્નેહગાંઠ બની રહી. એ અરસામાં મેં 'નિશીથ મેળો' વાર્તા લખેલી અને ખત્રીએ 'રેખા' માસિકમાં વાંચેલી. (ત્યારે હજી એક લેખક બીજા લેખકની કૃતિઓનું વાચન અગરાજ નહોતો ગણતો.) 'નિશીથ મેળો' મારી એક આરંભિક વાર્તા હતી, અને કથાવસ્તુમાં એ ખત્રી-બકુલેશ ઘરાણાની રચના હતી. ગમે તેમ પણ ખત્રીને એ બહુ ગમેલી અને વારેવારે 'ધેટ્સ અ સ્ટોરી વિથ સાઇટ' એમ બોલતા રહેલા. અને પછી મને ફરી ફરીને આગ્રહ કરતા રહેલા: વાંચ બાલ્ઝાક વાંચ.

એ હતું, ખત્રીના વર્કશોપમાં પહેલવહેલું ડોકિયું. ખત્રી પોતે બાલ્ઝાકથી પ્રભાવિત થયેલા એ ખરું, પણ 'ફોરાં' માનો વાસ્તવવાદ નર્યું ફોટુ-ચિતરામણ નથી. એ ચિત્રણો વાસ્તવલક્ષી તેમજ ઊર્મિવત પણ બની રહે છે. અવૈતનિક ચિત્રકાર ખત્રી ઝીણી નજરે અને ઝીણી પીંછીએ રંગપૂરણી કરતાં કરતાં કવિતાના સીમાડા આંબી રહે છે. ગદ્યને જરાય કવેતાઇ બનવા દીધા વિનાજ તેઓ કાવ્યતત્ત્વ સિદ્ધ કરી શકે છે. 'લોહીનું ટીપું' કે 'કાળો માલમ'માં ઘેરાં વાસ્તવનિરૂપણ જોડે ભારોભાર કવિતા છે 'તેજ ગતિ અને ધ્વનિ'ની તો ઇમારત જ કવિતાની છે. એને 'વાતાવરણ'ની વાર્તા પણ કહી શકાય એક તરુણી અને એક વૃદ્ધની વચ્ચે જાગેલી વિચિત્ર માયાની આમાં વાત છે. એમા વૃદ્ધ પ્રસાદજીનો શ્વેત અશ્વ પોતેજ એક સંજ્ઞાત્મક પાત્ર બની રહે છે. અશ્વને આપણે જિન્સી આવેગનો સંકેત ગણ્યો જ છે ને? પણ ખત્રીએ તો, ચાલો હું પ્રતીકાત્મક વાર્તા લખું, એવો કોઇ અતિસભાન ઊહાપોહ કર્યા વિના કેવી સરળતાથી આ કામ સિદ્ધ કરી લીધું છે! આવી અભાન સરલસહજ કલાત્મકતા ખત્રીની વાર્તાઓનું લક્ષણ વિશેષ ગણી શકાય. વ્યવસાયી તબીબને આડીઅવડી લપ્પનછપ્પન કે ખોટો ઘટાટોપ પાલવે જ નહિં.

આ તબીબ-વાર્તાકારના વર્કશોપમાં ડોકિયું કરવાની બીજી તક મળેલી અમદાવાદમાં. '[illegible]'માં આકસ્મિક જ ખત્રીનો ભેટો થઇ ગયો. સાથે તેમના મિત્ર જગદીશ ઓઝા પણ હતા. મુંબઇના અને માંડવીના રહેવાસીઓ આમ અહીં ફરી અમદાવાદમાં મળ્યા. મેં એમના વ્યવસાયી અનુભવોની વાતો ખોલાવી. એમાંનો એક કિસ્સો એમનાજ શબ્દોમાં હજી યાદ રહી ગયો છે:

કચ્છના ગામડાંમાની સફરે નીકળેલો. એક ગામને ફળિયે ગયો. ત્યાં વાડામાં એક યુવતિ બેઠી હતી. નજીકના ખાટલાની ઇસ પર માથું ટેકવીને તે પડી હતી. ધાણી ફૂટે એવો તાવ હતો. મેં ટેમ્પરેચર લીધું. એકસો ચાર ડીગ્રી. બપોરે એને દઇને પ્રવાસમાં આગળ વધ્યો. સાંજે પાછો ફરી એને જોવા ગયો. યુવતી એજ સ્થિતિમાં પડી હતી. ખાટલાની ઇસ પર માથું ટેકવીને પણ એનું પ્રાણ પંખેરું ઊડી ગયું હતું.

દર્દીઓના જીવન અને મૃત્યુ બેઉનો સહજપણે સ્વીકાર કરનાર તબીબે પોતાના મૃત્યુને પણ આટલી જ સાહજિકતાથી સ્વીકારી લીધેલું. માંદગીને છેલ્લે તબક્કે મુંબઇમાં કોબાલ્ટ સારવાર ચાલતી હતી. એ વેળા બહુ ઓછા મિત્રોને એની માહિતી હતી. અને એ દરમિયાન પણ ખત્રીનું લેખનકામ તો ચાલુ જ હતું. છેલ્લે છેલ્લે તેઓ કેટલાંક સંસ્મરણોનાં ટાંચણ કરતા હતા એવું એક ટાંચણ એમણે વાંચી સંભળાવેલું :

મુંબઇને દવાખાને એક મા-દીકરી આવ્યાં એ બજારબેસુ હતાં. પુત્રીને જિન્સી રોગનો ચેપ લાગેલો. થોડીવાર પછી રોગ સુધર્યો. એ બાદ થોડે દિવસે એ યુવતી મને રસ્તામાં સામી મળી પણ મને જોયો ન જોયો કરીને ચાલી ગઇ. બીજી વાર પણ મને એ રીતેજ સામી મળી. પણ મારી સામે જોવાનું પણ એ ટાળતી લાગી. એનું આ વર્તન મને સમજાયું નહીં. પણ આખરે એક દિવસ દવાખાને આવીને એ ખુલાસો કરી ગઇ : ત્યાં ફરી વાટે તમારી જોડે વાત કરું તો તમારી આબરૂ જ જાય ને! તમારે વિશે લોકો કેવું માની બેસે!

આવી સંવેદનામાંથી ખત્રીનું ભાવજગત ઘડાયું હતું. એમની કૃતિઓમાં સત્યકથાંઓથીય ઊંચેરું જે સાચકલાપણું દેખાય છે. એની પાછળ આવાઆવા સ્વાનુભવો સંચિત કાંપ કામ કરતો હશે. 'લોહીનું ટીપું' વાર્તા પાછળ આવો જ એક સાચો કિસ્સો હોવાનું એમણે વાતવાતમાં કહેલું. 'તેજ ગતિ અને ધ્વનિ' પાછળની તો આખીય ભૂગોળ એમણે સમજાવેલી: પેલા નવસ્ત્ર સ્નાન દૃશ્યની તો મેં છબી પણ લીધેલી. પણ મુંબઇ આવી કૅમેરામાંથી એ ફિલ્મ રોલ કંપનીમાં ધોવા આપ્યો ત્યારે એ લોકે કહ્યું કે ફિલ્મ તદ્દન કોરી જ નીકળી છે.

' એવું બને ખરું ? '

' ના રે, એ કંપનીવાળાઓ જ એ છબીઓ વેંચી ખાશે.' ખત્રીએ અનુમાન કરેલું.

તબીબ માત્ર સેવા ભાવી હોય—વ્યવસાયે તેમજ સ્વભાવે. પણ ડૉ. ખત્રીની સેવાભાવના એથી વિશેષ હતી. મુંબઇ છોડીને વતનમાં ગયા પછી વધારે સક્રિયપણે જાહેર જીવનમાં ઝૂકાવેલું આમેય બકુલેશની જેમ જ ખત્રી પણ 'પિન્ક ડિકેડ' ગણાતા ઉદ્દામ દાયકાની પેદાશ હતા. એમની સહાનુભૂતિ સામ્યવાદ-તરફી હતી જ . ફોરાં 'ની વર્તાઓ એક નિર્ભેળ કલાકારની સરજત છે. 'વહેતાં ઝરણાં'ની ઘણી કૃતિઓમાં કર્તાની સામજિક સંપ્રજ્ઞતાની છાપ ઉપસી આવી છે. પણ એ બદ્દલ ખત્રીને બહુ દોષ નહિ દઇએ. તેઓ સામ્યવાદની કંઠી બાંધ્યા વિના 'કમિટ' થયેલા કલાકાર હતા. માંડવીની શહેર સુધરાઇથી માંડીને ઘણી સંસ્થાઓમાં એમનું 'ઇન્વોલ્વમેન્ટ' સક્રિય હતું. એ એમની તબીબી તાસીર હતી અને કદાચ એ એક આંતરિક જરૂરિયાત પણ હતી. આપણી નિસ્બત તો અંતિમ નીપજ જોડે જ હોય. અને ખત્રીની વાર્તાઓ જે વ્યાપક પ્રભાવકતા ધરાવે છે, એજ નિર્દેશે છે કે એક કલાકાર તરીકે એમણે પોતાની સાધનાનો બહુ સારો હિસાબ આપ્યો છે. 'એસ્ટાબ્લિશમેન્ટ તરફથી આટલી વ્યાપક ઉપેક્ષા દાખવવામાં આવે ત્યારે નક્કી સમજવું કે સામા માણસમાં કશુંક હીર છે. ખત્રીએ નિજ સર્જકતા વડે જે હીર બતાવ્યું છે એ ગુજરાતી ભાષા જોડે જીવતું રહેશે ■

# નિરંકુશ પ્રામાણિક સર્જન

હરીન્દ્ર દવે

ચારેક દાયકા પહેલાં એઝરા પાઉન્ડે કહ્યું હતું:

**The short story has become vapid because sixty thousand story writers have all set themselves to imitating de Mapassant, perhaps a thousand from the original.**

ટૂંકી વાર્તાના ક્ષેત્રે આવીજ પરિસ્થિતિ આજે પણ નજરે પડે છે. માત્ર મોંપાસાંનું સ્થાન નવા દેવોએ લીધું છે. અનુકરણ કરનારાઓમાંથી પણ મૂળનું અનુકરણ કરનારા તો થોડા; મોટા ભાગના તો અનુકરણનાંજ અનુકરણો કરતા હોય છે.

આવી પરિસ્થિતિમાં મૌલિક વાર્તાકાર મળે એ કોઇ પણ ભાષા માટે મોટી મિરાત બની શકે. જયંત ખત્રી આજે આપણી વચ્ચે નથી, ત્યારે તેમના વિશે કોઇપણ લાગણીવશ અતિશયોક્તિ વિના વિચાર કરીએ ત્યારે લાગે છે: ખત્રી મૌલિક વાર્તાકાર હતા.

એટલેજ ખત્રીની થોડી વાર્તાઓની વાત કરું એ જ આ ક્ષણે ઉચિત લાગશે. હું માનતો આવ્યો છું કે છેલ્લા દાયકા દરમ્યાન ગુજરાતી સાહિત્યમાં આધુનિકતાના નામે જે તોફાન ઊઠયું છે એ હમેશાં સાચું નથી. નવીનતાના આ બધાજ વળાંકો પરથી આપણું સાહિત્ય કોઇને કોઇ તબક્કે પસાર થયું છે. ટૂંકી વાર્તામાં કદાચ જયંત ખત્રી આજે સરરીઆલીઝમ કે અસ્તિત્વવાદને નામે જે કંઇ થયું એ બધું જ આવી કોઇ છાપ વિના કરી ચૂકયા હતા. જયંત ખત્રી આધુનિકતાને અતિક્રમી ગયા અને એ અર્થમાં એ આપણા આધુનિક વાર્તાકાર છે.

એમની 'અમે' વાર્તા જ લઇએ: એનાં પાત્રો એ પાત્રોની ભાષા, વાતાવરણ-આ બધું અહીં દાયકા પહેલાં એક સમર્થ નવા વાર્તાકાર જે કરવાના હતા તેનો અણસાર આપે છે. પણ આ વાર્તા એટલા ખાતર આધુનિક નથી. એ પીધેલા મિત્રોનો અસંબદ્ધ વાર્તાલાપ અને વાર્તાનાયકને ટ્રેનની પરિસ્થિતિમાં થતો અમૂર્ત કે અતીન્દ્રીય પ્રકારનો અનુભવ–આજ આ વાર્તાનો અર્ક નથી. વાર્તાનો નાયક તેમાં કહે છે:

'હું માનતો હતો કે હું જીવન પરનો કાબુ મારી ઓરડીનાં તાળાંની ચાવી ગુમાઇ જાય એમ ગુમાવી બેઠો હતો. જીવનની આજની એક રાત જીવન બહાર રહે જ છુટકો !'

કોઇ પણ વાર્તાકાર આવી શબ્દલીલાને જ પોતાની અભિવ્યક્તિનું ચરમ શિખર માની લે: અથવા તો 'હું પીઉં છું, ત્યારે જીવનના બધા ખૂણા ખસી જાય છે, અને એ એ ન સમજાય એવું ગોળ બની જાય છે!' આવી ઉક્તિમાં જ નવીનતા સિધ્ધ થઇ છે એમ માની લે છે.

પરંતુ આ વાર્તાના સંવિધાનમાં ઉપરોક્ત અભિવ્યક્તિઓ સિવાયની પણ સચોટ ઉક્તિઓ પ્રયોજી શકાય ખરું મહત્ત્વ એનું નથી. આવી અભિવ્યક્તિઓ કેન્દ્ર પાસે પહોંચવામાં – કોઇક સાર્વત્રિક દુનિયાની કોઇ પણ ભાષામાં હૃદ્ય બની શકે એવા બિંદુ પર પહોંચવામાં મદદરૂપ થાય છે કે કેમ એ જ મહત્વનો પ્રશ્ન છે. ખત્રી આ ચળકાટનો ઉપયોગ આવા કોઇ બિંદુ પર પહોંચવા માટે કરે છે. એ રાત્રે પેલા નશામાં ચકચૂર વાર્તાનાયકને મળતી સ્ત્રી; એ એની ભ્રમણા છે? વાસ્તવિકતા કે પેલી મૃત્યુ પામેલી સ્ત્રીની વાસનાઓનું પ્રેત છે? એ પણ મહત્ત્વનો પ્રશ્ન નથી. માત્ર પેલા બિંદુ પાસે પહોંચવામાં મદદરૂપ થતી ઘટના છે: અને એ બિંદુ છે.

હું તમને નથી સમજી શકતી ત્યાં સુધી મને તમારો આશરો–તમારી દુર્લભતા નીચે હું સુરક્ષિત

બની જાઇશ.

આ દુર્લભતા નીચેની સુરક્ષિતતા—કંઇક અકળ છે એનોજ આશ્રય, એ કલાનું મધ્યબિંદુ છે. પેલાં ફિલસૂફીના વાક્યો તો કોઇપણ ચતુર કસબી ગોઠવી શકે—પણ આ અકળતાનો જ આશ્રય લેવાની વાત... એ જીવનના કોઇક સત્ય તરફ દોરી જાય છે, આ સત્ય તમારું કે મારું ન પણ હોય; ડોકટર જયંત ખત્રીનું પણ સત્ય ન હોય, પણ એ સર્જક ખત્રીનું સત્ય છે. આ સર્જક ખત્રીના સત્યનો રણકો 'યુનિવર્સલ' છે.-કોઇપણ ભાષામાં, કોઇપણ દેશકાળમાં એ જૂનો નહીં થાય એટલી હદે આધુનિકતાને અતિક્રમી ગયેલો એ રણકાર છે.

આ સત્ય સર્જકની કઇ ઘડીએ સાંપડે છે એ વિશે ખત્રીએ પોતે જ સરોજ પાઠકના સંગ્રહ વિરાટ ટપકું"ની પ્રસ્તાવનામાં લખ્યું છે.

'જે અનુભૂતિ સ્વયં નિરાકાર છે તે અનુભૂત થતાં જ સર્જક વિસ્મયથી ઊભો રહી જાય છે. જાણે સ્તબ્ધ મધ્યાહ્ન કે મૂક મધરાત મધ્યના અંશના અંશ પર એક પળ થંભી ગયાં હોય.

"એ સર્જનની ઘડી છે."

"એ પળે જે કંઇ સર્જાય છે (સર્જકના મનમાં) તે નિરંકુશ પ્રામાણિક સર્જન હશે."

આ વિસ્મય સ્તબ્ધ મધ્યાહ્ન કે મૂક મધરાતના મધ્યના અંશના અંશ પર પળવાર માટે થંભી ગયેલા કાળ જેવું આ વિસ્મય—એ ખત્રીની સર્જકતાની ગુરૂચાવી છે.

આવી ક્ષણો, આવાં સત્યો ખત્રીની વાર્તામાંથી આપણને વારંવાર મળ્યાં છે—આપણે એકાદ જ વધારે ઉદાહરણ લઇએ: 'તેજ ગતિ અને ધ્વનિ.

પ્રસાદજી, વજેસંગ અને નરપત—એ ત્રણ પુરુષ અને કસ્તુર એ એક સ્ત્રી: વજેસંગનું વાત્સલ્ય પણ પરિગ્રહની ભૂમિકા પર આવે છે; પ્રસાદજીની વિરક્તિ એવા અંતિમે પહોંચે છે જ્યાંથી આસક્તિનો આરંભ થતો હોય છે; નરપતનો પ્રેમ બાહ્ય શિસ્તથી હિજરાઇ ગયો છે—અને પછી જે કંઇ બને છે એ બધું જ કલાનો અનોખો ઘાટ લઇને આવે છે: પ્રસાદજી અને વજેસંગ બને જળાશયમાં નિર્વસ્ત્ર સ્નાન કરતી કસ્તુરને એકીટસે જુએ છે: એક પિતા છે—એક પિતાતુલ્ય આશ્રયદાતા એકનો છે પરિગ્રહ અને બીજાની આસક્તિ અથડાય છે અને પરિગ્રહની બંધૂક આસક્તિને વીંધે એ પહેલાં જ આસક્તિ પાછળ હટી પેલા વિરક્તના બિંદુ પર લય પામી જાય છે. પ્રસાદજી મૃત્યુ પામે છે. અહીં પણ વાર્તા અટકી શકી હોત...આટલી વાર્તા પણ અદ્ભૂત ગણાઇ હોત, પણ એ વાર્તાનું સત્ય કંઇક બીજું જ છે: કસ્તુરને જે પૌરુષ જોઇએ છે એનો આદર્શ પ્રસાદજી હતા—છતાં એના કારણે જ એનો નરપત થોડોક હિજરાતો રહેતો હતો. આ નવી પરિસ્થિતિમાં નરપતનો પ્રેમ એ વધુ મૂક્તપણે પામવાની હતી—અને કદાચ પ્રસાદજીનું એ જીવતા હતા ત્યારે સ્વપ્નવત્ લાગતું હતું એ આલિંગન તો આ કારણે પણ એ અનુભવતી હતી. આપણે ખત્રીના શબ્દોમાં જ એ જોઇએ :

'ભીની તાજી હવાને એક ઊંડા શ્વાસ લઇ એણે (એટલેકે કસ્તૂરે) ફેફસાંમાં ભરી, અને ઉપરની મોકળાશમાં ગુમાઇ જતાં એણે તેજના રજકણો તરફ જોયા કર્યું કોઇ એક ખરતો તારો ક્ષણભરનું જીવન જીવી મૃત્યુને ભેટી ગયો. પણ આકાશની નિઃસીમતામાં થયેલો તેનો ઉદય, એનાં તેજ અને એની ગતિનો કસ્તુરના હૃદયમાં શાન્ત અને સુખાકારી ધ્વનિ જન્મ્યો.

',કસ્તુરે એમ જ સ્થિર પડી રહેતા સંતોષથી આંખ મીંચી ચારે દિશાથી ગતિ, ધ્વનિ અને તેજ એને આવરી લેતાં આલિગન આપતાં એણે અનુભવ્યાં એના હોઠ ધીમે ધીમે સ્મિતમાં ખૂલવા લાગ્યાં. આ જીવન હરેક પળે જીવવા લાયક હતું"

( અનુસંધાન ૬૫ માં પાને )

# રાત પછી તપેલો 'ખરાબપોર' નો મધ્યાહ્ન

—હરીન્દ્ર દવે

જયંત ખત્રી આપણી વચ્ચે જીવ્યા ત્યાં સુધી તેમનાં અર્પણનું જોઈએ એવું બહુમાન ચંદ્રકો કે પારિતોષિકો દ્વારા આપણે ન કરી શકાય એના પ્રાયશ્ચિત રૂપે જ જાણે કે ગુજરાતી સાહિત્ય પરિષદે એમના મરણોત્તર વાર્તાસંગ્રહ 'ખરા બપોર' ને 'ઉમાસ્નેહરશ્મિ પારિતોષિક'થી નવાજ્યો છે! ખત્રી આવા પારિતોષિકો કે ચંદ્રકોથી પર પહોંચી ગયા હતા. સાચો અને સમર્થ સર્જક આવી લૌકિક વસ્તુઓને વશ થતો નથી. કોઇપણ સર્જક પોતાની કલાની ઉમ્બાભરી કદર થાય એ ઝંખે એ સ્વાભાવિક પરિસ્થિતિ છે. પોતાની વાર્તા કોઇક અધિકારી સહૃદયને ગમે એ જાણી ખત્રીએ અલબત્ત આનંદ અનુભવ્યો હશે. પણ જાહેર મૂલ્યાંકનોમાં એ ક્યારેય રચ્યાપચ્યા ન્હોતા રહ્યા. સમર્થ સર્જક આવા મૂલ્યાંકનો તથા એમાંથી નીપજતી લોકપ્રિયતા ને કદી દેતો હોય છે.

"જુઓ ઉઘાડું છે કમાડ જાવ જ્યાં રુચે
સ્વલ્પબિંદુએ દયાનું ના ખપે હુંને"

માનપાન, ઇનામ, ઇકરામ, દયા, સહાનુભૂતિ આ બધાથી સમર્થ સર્જક સામી ફૂટપાથ પર ખુમારીથી એકલો ગતિ કરતો હોય છે. જયંત ખત્રી આવા અલ્પસંખ્ય સ્વમાની સર્જકો માંના એક હતા.

જ્યારે ૧૯૦૧માં સૌથી પ્રથમ સાહિત્યનું નોબેલ પારિતોષિક આપવાનું હતું ત્યારે સૌને ખાત્રી હતી કે ટોલ્સ્ટોય જ આ માનના અધિકારી નીવડશે. પણ ટોલ્સ્ટોયને આ બહુમાન ન મળ્યું. પરંતુ જેમને નોબેલ પારિતોષિક એક યા બીજા કારણને લીધે અપાયા છે, એવા ઘણાં નામો જગત ના વાઙમય મંચ ઉપર જીવંત પાત્ર તરીકે રહ્યા નથી ત્યારે ટોલ્સ્ટોય આજે પણ એટલા મહાન સર્જક તરીકે સજીવ રહ્યા છે.

આપણે જ્યારે જીવતા હોઇએ છીએ અને જે કંઇ આપણને મળે છે એ બીજું કશું નહીં પણ ઓછેવત્તે અંશે એ **Publicity**–જ છે. નર્યો પ્રચારજ છે. પણ સમયનો સારો એવો ગાળો પસાર થઇ જાય પછી જે મળે એ કદાચ કીર્તિ હોઇ શકે. ટાગોર જેવા કવિ એટલેજ પોતાને કાળના પરિમાણમાં જોઇ શક્યા હતા અને એટલે જ એમણે બન્ને છેડા પરની અંતિમ વાતને વિરોધની ધાર કાઢીને કરી હતી. ટાગોર કહે છે.

**'He had achieved everything–a whole life's work–and as always, every thing remained to be done. Every interrupted life is, at the same time a record that is broken and a complete life.'**

જયંત ખત્રી વિશે પણ આપણને અજાણે કંઇક આવી જ લાગણી થાય છે.

[ ૦ મુંબઇના વાર્તાવર્તુલને ઉપક્રમે યોજાએલી શોકસભામાં બોલાયેલું. ]

( ૬૪ માં પાનાનું ચાલુ )

એમની માત્ર પચાસ વાર્તાઓમાંથી કોઇપણ વાર્તા ઉપાડી એની વાત કરી શકાય. કારણ કે એમ ની કોઇ પણ વાર્તા તકલાદી નથી, પાયાના સત્યને વિસારે પાડનારી નથી, એ ખત્રીના શબ્દોમાં જ કહીએ તો એ વાર્તાઓ નિરંકુશ પ્રામાણિક સર્જન છે.

મન્ટો મૃત્યુ પામ્યા ત્યારે એક મિત્રે કહ્યું હતુ: 'મને એ વાર્તાઓ માટે અફસોસ છે જે માત્ર મન્ટો જ લખી શક્યા હોત' આલ્બેર કામુને અંજલિ આપતા સાર્ત્રે પણ કંઇક આવા જ શબ્દો ઉચ્ચાર્યા હતા.

"આમાર કીર્તિરે આમિ કરી ના વિશ્વાસ-હું મારી કીર્તિનો વિશ્વાસ કરતો નથી" અને તેઓ સર્જકની ખુમારીથી એમ પણ કહે છે: "લક્ષ-જોજન દુરરે તારા સેઇ મોર નામ જાને- લાખ જોજન દુરનો તારો? પણ મારું નામ જાણે છે.' કીર્તિના મંદિરમાં માણસ કોલસા કે ચોકથી પોતાનું નામ લખી આવે તે ટકતું નથી. કાળ જેવો શિલ્પી પોતાના ટાંકણાથી જેનું નામ કોરે છે એજ નામ ચિરંતન મુદ્રા પામે છે.

સ્વ. જયંતી દલાલે એક વખત જયંત ખત્રીની વાર્તાના આગળ તરી આવતા ગુણ વિષે કહ્યું હતું કે ખત્રીની વાર્તાકલામાં આલેખનની કોઇ ગજબની સ્વસ્થતા છે. આ સ્વસ્થતા એ બીજું કંઇ નહીં પણ પશ્ચિમના વિવેચકો જેને એસ્થેટીક ડીસ્ટન્સ ને નામે ઓળખે છે એજ છે. જયંત ખત્રીની પાસે જો કોઇ નવોદિત વાર્તાકાર માર્ગદર્શન માટે પહોંચ્યો હોત તો તેઓ એજ જવાબ આપત: **'You should sit down to write when you feel as cold as ice."** જીવનની બહાર રહેવાનો જેને કીમિયો આવડે છે એજ સાચો કલાકાર થઇ શકે છે. આપણી આસપાસ વાર્તાને નામે કેટલીયે ધુમ્મસિયા કૃતિઓ જમા થયેલી છે. આ ધુમ્મસને આરપાર ભેદી શકે એવા કિરણની વેધકતા જયંત ખત્રીની કલમમાં હતી. માત્ર સમાજમા નહિ પણ સમાજની જ એકમ જેવી વ્યકિતમા પણ કેટકેટલા સંવાદો અને વિસંવાદો ભર્યા પડયા છે જયંત ખત્રીએ વ્યકિતના વિશ્વને અને વિશ્વની વ્યકિતઓને ઓળખી હતી. અને પછી આલેખી હતી એમની વાર્તા વાંચતા પહેલી પ્રતીતિ એ થાય કે આ કલાકારની કલમના આલેખનમાં જીવન એની સમગ્ર ગતિવિધિથી સમાઇ ગયું છે. સર્જક પાસે હોય એવી અનુકંપાનો વિસ્તાર એમના હૃદયમાં હતો એટલેજ એમના પાત્રના ઉદ્ગારમાં આવો પારદર્શક-અપાર પ્રેમ છલકાતો રહ્યો છે.

'...જ્યારે એ રણની વાત કરતો-ત્યાં એની સાંભળી ધરતી હતી કે એની છાતીમાં કોઇ હલાડો ધાવણ આવતુંજ નહીં ધૂળ વંટોળિયા, ટાઢ તડકો કાંટા, ઝાંખરાં અને નિઃસીમ મેદાનોની એ વાતો મને સાંભળવી ગમતી. કારણ મને ધરતી કોઇપણ ધરતી, તરફ પ્યાર હતો આખી પૃથ્વી જાણે મારૂં ઘર હોય, આભ ધરતીને ચૂમે છે, એ ક્ષિતિજ મારા પર્યટનના સીમાડા હોય, રાત્રીની સાવચેતીભરી ચુપકીદીમાં ચાંદની રાતના વૃક્ષો નીચેનાં અંધારાં જાણે મારા કુટુંબની હૂંફ હોય..."

જયંત ખત્રીની વાર્તાસૃષ્ટિમાંનું આ એક અવતરણ કેટકેટલી વાતની સાક્ષી પૂરે છે. એમાં કવિતા છે. પણ કવિતાવેડા કયાંય નથી. એમ લાગણી છે, પણ લાગણીનો લલકાર કયાંય નથી. એમનાં કેન્દ્રમાં તો વાર્તાનું બીજ પડયું હોય છે. અને બીજમાંથી ડાળ ફુટતી હોય છે. જેની પાંદડીમાં માનવ હૃદયનું અતાગ પાતાળ પ્રકટયું હોય, આપણી વાર્તાસષ્ટિના વાતાવરણમાં જયંત ખત્રીની વાર્તા પ્રત્યાકાર રૂપે નથી પ્રકટી એમની વાર્તામાં નવીનતા છે. પણ નવીનતાનો મોહ નથી. માંગલ્યની લક્ષ્મણ રેખા આપ મેળે દોરીને પાપને પાપની પડખે પુણ્યની સૃષ્ટિ આલેખવાનો કોઇ જડ આગ્રહ નથી. વાર્તાઓના નિરૂપણમાં પ્રસંગોની આભડછેટથી એમની કલમ અળગી રહી છે. એ કલમ વળગી રહી છે, માત્ર ખુદ વકાઇને માણસની મનોભૂમિને ખત્રી અનાયાસે નિરૂપે છે. પણ એ નિરૂપણ પાછળ મનોવિશ્લેષણનું શુષ્ક અને કૈશિક પૃથકરણનું પીંજણ નથી. 'લોહીનું ટીપુ' જેવી વાર્તા મગદ્દભ સમૃદ્ધિવાળા સર્જક પાસેથીજ મળી શકે. આપણા આધુનિક વાર્તાકાર સુરેશ જોષીની 'જન્મોત્સવ વાર્તાને જયંત ખત્રીની 'કૃષ્ણ-જન્મ' વાર્તાની પડખે મૂકવવા જેવી છે. જયંત ખત્રી એ જમાનામા પણ કસબની દષ્ટિએ કેટલા આગળ નીકળી ગયા હતા. એનો અંદાજ પણ આપણને મળી શકશે

જયંત ખત્રી પાસે હતી વાર્તાની વસ્તુઓ માટેની કોઠાસૂઝ. અભિવ્યકિતની કલાનું દર્શન તો અહીં જે અવતરણો ટાંકું છું એના પરથી ખ્યાલ આવશે.

( અનુસંધાન ૬૮ માં પાને )

# વાર્તાકાર જયંત ખત્રી

બકુલેશ પછી જયંત ખત્રીમાં આપણને વધુ કલાત્મક વાર્તાઓનો એક કસબી કલાકાર મળે છે. લોહીનું ટીપું", 'ખરા બપોર' અને 'ધાડ' જેવી સંવેદનાઉત્તેજક રચનાઓ એમની પાસેથી મળી છે. એમની વાર્તાઓની પશ્ચાદ્ભૂ–પ્રાકૃતિક ભૂમિ જુદી જ છે. એમની વર્ણનશૈલીમાં ઇબારત કંઇક અંશે બકુલેશની ઇબારતને મળતી આવતી હોવા છતાં એની ચિત્રાત્મકતા એનો વિશેષ છે. ખત્રી ચિત્રકાર હતા અને ચિત્રકારની આંખ આ વર્ણનોમાં અછતી નથી રહેતી બળબળતી વાંઝણી ધરતી અને જેઠના લૂ વરસતા બપોરોનું થોડાક શબ્દ લસરકામાં ખત્રી ધબકતું ચિત્ર ઊભું કરી દે છે. 'ખરા બપોર' વાર્તા બને છે તેમ આખી પ્રાકૃતિક પશ્ચાદ્ભૂ પ્રતીકાત્મક પણ બની રહે છે. સ્વ. ખત્રીની વાર્તાઓમાં પ્રતીકોનો વણાટ નોંધપાત્ર છે. 'નાગમાં નાગનું પ્રતીક. 'માટીનો ઘડો 'માં ધરાનું પ્રતીક છે. આ પ્રતીકો ખોલકાં અને સ્પષ્ટ બની ગયાં છે તે એમની મર્યાદા છે, પણ 'નાગમાં બન્યું છે તેમ અર્થોની જે ઇન્દ્રજાળ ગૂંથાતી જાય છે તે વાર્તાના પોતને ફિસ્સું પડવા દેતી નથી. મેઘજીમાં નાગનું એક રૂપ છે કાશીની અતૃપ્ત વાસનામાં એનું બીજું રૂપ છે. આ રૂપો આખીય વાર્તામાં તાણાવાણાની પેઠે વણાએલાં છે. શ્રી. ખત્રીની શરૂઆતની વાર્તાઓથી માંડી ખરા બપોર' માં ગ્રંથસ્થ થએલી વાર્તાઓ જોતાં તો એક સભાન કલાકારનો વાર્તાના કલાતત્ત્વને પામવાનો–ઊપસાવવાનો પ્રયત્ન દેખાયા વિના નહિ રહે. 'ફોરાં'ની વાર્તાઓ પ્રમાણમાં સીધી સાદી છે. 'વહેતાં ઝરણાં' માં 'ખીચડી' જેવી વાર્તામાં ક્યાંક અભિનિવેશ છે, ક્યાંક મુખરિતતા છે. પણ 'લોહીનું ટીપું" અને તેજ ગતિ અને ધ્વનિ' નથી વાર્તાઓમાં લેખકે આગળ ડગલું ભર્યું છે અને 'ખરા બપોરમાં તો વાર્તાનાં વિભિન્નરૂપો સિદ્ધ કરી દેવાનો ય ઉપક્રમ દેખાય છે. 'ખલાસ: નવી શૈલીની નવલિકાનાં એંધાણ જોઇ શકાય. ઘટનાપ્રધાન ગુજરાતી ટૂંકી વાર્તાઓ એક શિખર શ્રી જયંત ખત્રીની વાર્તાઓમાં સિદ્ધ કર્યું છે તેની નોંધ લીધા વિના નહિ ચાલે.

ખત્રી એ ચાળીસ વર્ષના ગાળામાં ચાલીસ વાર્તાઓ આપી. વર્ષની સરેરાશ એ પણ ન થઇ વધુ લખવું કે ઓછું લખવું તે મહત્વનું નથી. કેવું લખવું તે મહત્વનું છે.

–અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

( કલકત્તા ગુજરાતી સાહિત્ય મંડળના ઉપક્રમે 'ત્રીસી પછીની ગુજરાતી નવલિકા' વ્યાખ્યાન )

# સૌથી ઊંચી પ્રતિભા

**—પ્રા જશવંત શેખડીવાળા**

જયંત ખત્રી આ તમામ લેખકોમાં સૌથી ઊંચી પ્રતિભા ધરાવતા વાર્તાકાર છે. 'ફોરાં' (૧૯૪૪) અને 'વહેતાં ઝરણાં' (૧૯૫૨)માં સંગ્રહાયેલી એમની કેટલીક વાર્તાઓ —'લોહીનું ટીપું' 'યાદ અને હું' 'હીરો ખૂંટ' 'કાળો માલમ' 'આનંદનું મોત' 'ખોટી બચેની' ગુજરાતી ભાષાની શ્રેષ્ઠ વાર્તાઓમાં સ્થાન લઇ શકે એવી સુંદર છે. વસ્તુ અને નિરૂપણ પરત્વે એમણે અભિનવ અને સફળ પ્રયોગો કર્યા છે. બીબાંઢાળ બનેલી વાર્તાને કંઇક નવું રુપ આપવા સભાન પ્રયત્નો કરનારા જૂવાન વાર્તાકારોમાં જયંત ખત્રી, અશોક હર્ષ, અને સુરેશ જોષીને ગણાવી શકાય. આ લેખકોમાં સમયની દૃષ્ટિએ ખત્રી પહેલાં આવે છે. ગમે ત્યાંથી આરંભાતી (પહેલાંનું કશું કથાનક છૂટી ગયું છે. એવા ભાસ પેદા કરતી), પ્રકૃતિના વર્ણનો અને પાત્રના મનોમંથનો સમાંતરે નિરૂપતી અને કશાજ તીવ્ર આંચકા કે ચમત્કૃતિપૂર્ણ અંત વિના અટકી જતી, પાંખા વસ્તુવાળી, સંસ્મરણોમાં તણાતાં જતાં જીવંત હૃદયંગમ લાગણીશીલ પાત્રોવાળી અને લલિત મધુર પારદર્શી ચિત્રાત્મક શૈલીમાં આલેખાતી જયંત ખત્રીની વાર્તાઓ વાચકના ચિત્ત પર ચિરંજીવ પ્રભાવ મૂકી જાય છે. કચ્છના કંઠારની ધરતી, એની પ્રકૃતિ, ત્યાંના ગામડા અને ગ્રામવાસીઓની તથા મુંબઇનાં કંગાલ માનવીઓની સૃષ્ટિનું એમણે મર્મભર્યું અને જીવંત નિરૂપણ કર્યું છે ભયાનક દરદોથી પીડાતા દરદીઓનો અને ગાંડા માનવીઓના તન—મનનો બારીક સાચાં અને દિલ દ્રાવક ચિત્ર જેવા આ (ધંધે ડોકટર અને શોખે ચિત્રકાર એવા) લેખકે દોર્યા છે, તેવાં બીજા કોઇ ગુજરાતી લેખકે દોર્યાં નથી. ટૂંકો સંવાદ, જરાક જેવડા પેરેગ્રાફ, ઊર્મિલાગણી ભર્યા ઉદ્‌ગાર અને કરૂણાસભર દૃષ્ટિ એમની વાર્તાઓના આ લક્ષણો એકદમ ધ્યાન આકૃષ્ટ કરીલે તેવાં છે. અવનવા અલંકાર પ્રતીક અને શબ્દ-સમૂહોની ઇષ્ટ અર્થ-ભાવ નિષ્પત્તિમાટે એમણે કરેલો વિનિયોગ કેવો અને કેટલો સમર્થ છે! અમેરિકન વાર્તાકાર સારોયાન અને હેમિંગ્વેની લેખક પર સારી અસર પડી છે. તે જોઇ શકાય તેમ છે.

ઘેરા—ગમગીન-કરૂણના નિરૂપણમાં એમની કલમ અપૂર્વ સિદ્ધિ બતાવે છે, તો 'એક મહાન મૈત્રી' જેવી કોઇ વાર્તામાં તેઓ નાજુક મર્મ અને વ્યંગનું પણ કલામય આલેખન કરી શકે છે. 'ફોરાં' ના 'પ્રવેશક' લેખકે સાચુંજ કહ્યું છે કે જિંદગીની નકકર વાસ્તવિકતાઓને છેડતી, માનવોની ક્ષતિઓ છતી કરતી, અનોખા વિષયને સ્પર્શતી આ વાર્તાઓ એમાં રજૂ થએલા વિધવિધ અનુભવોને લીધે હૃદયંગમ બની રહે છે. વાર્તાના ઉપાડમાં, એના વિકાસમાં, એની પરાકાષ્ટા અને અંતમાં કશુંક એવું આકર્ષક તત્ત્વ વિલસે છે કે એના પૂરમાં ઘસડાયેજ છૂટકો પણ લેખકના બીજા સંગ્રહની વાર્તાઓમાં ઊર્મિમાંદ્ય દીર્ઘસૂત્રતા, શિથિલતા, પ્રકૃતિ-વર્ણનો નાં અતિરેક અને પાત્ર પ્રસંગ તથા નિરૂપણની એકવિધતા જણાઇ આવે છે.

(ગુજરાતી નવલિકા અને નવલિકાકારો—ચાંદની એપ્રિ. ૬૩)

[ પ્રામાણિક તટસ્થ વિવેચક વલ્લભ વિદ્યાનગરના ગુજરાતીના પ્રાધ્યાપક શ્રી શેખડીવાલા ખત્રીના અનન્ય ચાહક અને કચ્છી વાર્તાકારોના ઊંડા અભ્યાસી છે. ]

---

( ૬૬ માં પાનાનું ચાલુ )

બપોરો! એ હાંફતી છાતી: એના ઊપર કોઇ હાલતી ડાળીએ પારેવડું ઝૂલે એમ ઝોલા ખાતુ પેલું માદળિયું.

"તિમિરના ઉપવસ્ત્ર નીચે હવા હાંફી રહી હતી. એમની કલમ અને સ્ટેથસ્કોપમાં શો ફેર હતો? હવાની હાંફને જે જોઇ શકે, હવાના ધબકારને જે વીજળીના ચમકાર માત્રમાં અંધારી રાતે પાંદડા પરના ટીપાની જેમ ગણી શકે—એવા કલાકારને આપણે આ નિમિતે વંદીએ અને મૂલવીએ. અને ઉમાસ્નેહરશ્મિ પારિતોષિક આપવાનો નિર્ણય કરનારી સમિતિને પણ અભિનંદીએ

# વહેતાં ઝરણાં

-સ્વ. બકુલેશનો આવકાર

ટૂંકી વાર્તાની કલા, એનાં રૂપરંગ અને આયોજન વિષે તો અત્યાર સુધીમાં બહાર પડેલા નવલિકા સંગ્રહોની પ્રસ્તાવનાઓમાં ખૂબ ખૂબ કહેવાઇ ગયું છે અને નવલિકાનાં રચનાં અને રૂપ વિષે અતિશય પિષ્ટપેષણ થઇ ચૂક્યું છે હું એ બધા પિષ્ટપેષણને અહીં બીજીવાર રજૂ કરી વાચકો કે વિવેચકો પર વેર વાળવા માગતો નથી. ફક્ત મારે કહેવું છે ડૉ. જયંત ખત્રીની કલમ વિષે, તેમની નવલિકાઓનાં રૂપ, રંગ અને રચના વિષે, એમની કલા અને શૈલીની તદ્દન નિરાલી તેમજ આગવી સર્જન પ્રતિભા વિષે અને સૌથી વધારે અગત્યની જિંદગી અને જગતને આવરી લેતી તેમની માનવ-મંગલની માનવતાના ઉર્ધ્વીકરણની પુનીત ભાવના પ્રેરતી ઉદ્દાત્ત દૃષ્ટિ વિષે.

ડૉ. જયંત ખત્રીની નવલિકા કલા વિષે, માનવતાના વિવિધ ભિન્નત્વને સમજવાની અને તેને પ્રેક્ષકવાચક માટે નિરૂપવાની તેમનીઆગવી પ્રતિભા વિષે ક્ષોભજ સંકોચ વિના એટલું જરુર કહી શકાયકે



સ્વ. બકુલેશનું ખત્રીએ દોરેલું રેખાંકન

દિલના ગોચર-અગોચર ખૂણાં એની આસપાસ ભાવ સૃષ્ટિઓનાં જન્મ-મરણ અને જીવનનાં ના વાણામાં ખૂબ ઊંડે જઈને જીવન નકશાનાં બિ અને મળિયાં સાંધે-ઓળખીને નવલિકાના : ઉપર ધબકતી ચિત્રિત કરી શકે છે.

કરીમખાંના સુર સંગીત અને નાદબ્રહ્મની તાકાત જે રીતે વાતાવરણના અનન્ત અવકાશને ભેદી ને ભાવિના નિર્માણ તરફ રમણ કરી રહે છે એવી રીતે 'ફોરાં' ની કેટલીક વાર્તાઓના રૂપ વિશે પણ હું કહું !

•

'ફોરાં' પ્રગટ થયું અને ગુજરાતી સાહિત્ય ક્ષેત્રે અસ્તિત્ત્વ ધરાવતી એક સંસ્થા દ્વારા તેમની શ્રેષ્ઠ નવલિકા માટે 'મહિડા સુવર્ણ ચંદ્રક' પારિતોષિક તેમને એનાયત કરવાનાં સમાચારો બહાર આવ્યા : એક દોસ્ત તરીકે હું ગૌરવ પામી રહ્યો પણ ખેદની વાત તો એ છે કે હજી એ 'સુવર્ણ ચંદ્રક' આજે પાંચ સાત વર્ષો વીતી ગયા છતાંયે તેમનાં હાથમાં આવ્યો નથી ! ખેર.

'ફોરાંની કથાઓને વિવેચકોએ આવકારી હતી એટલું જ નહિ પણ ખત્રીની કલમે એને ખૂબ પ્રેમથી બિરદાવી હતીઃ પણ આ 'વહેતા ઝરણાં'થી તો ડૉ. ખત્રીની કલમ એક જબ્બર કદમ, એક બળવાન ફલાંગ આગળ વધી રહે છે.

° ° °

આ સંગ્રહ એમની કલમ અને કલારૂપ એટલાં બધાં વ્યાપક, પ્રાણવાન અને દ્યોતક છે. કે એમની પ્રત્યેક વાર્તામાંથી જાગી જતા/ જુદાજુદા પ્રકારના સંગીત–રાગો જિંદગી વિશેની એ પાત્રોની પોત પોતાની સમજ અને ગમે તેવી આજની આસમાન સમાજ રચનાએ ઊભી કરેલી વિસંવાદિતા , વચ્ચે તંદુરસ્ત રીતે જીવવાની તલખ- અને એ બધામાંથી જાગી જતી અદ્ભૂત કલ્પના રમ્ય ચમત્કૃતિપૂર્ણ કારુણ્યવેરી રાગિણીના લય–વિલય વાચકના ચિત્તને વીંધી નાખ્યા વિના રહેતા નથી.

ડૉ. ખત્રીની બધીજ વાર્તાઓમાં, ગુજરાત ભરમાં તો શું-પણ ભારતનાં જુદા જુદા પ્રાંતોની નવલિકાઓની વચ્ચે જુદી જ તરી આવે એવું પોતાનું આગવુ વ્યકિતત્વ છેઃ આ વ્યકિતત્વમાં પ્રગતિશીલ અને પ્રેરક તાકાત છે જેને લીધે એના પ્રત્યેક દર્શનની બુલંદિયત માનવીના દિલની અને તેના કઠોરાવજ્રશા કાળમીંઢ પથ્થરોએ ચણેલા દુર્ગના દીવાલોને ભેદીને સોંસરવી બહાર નીકળી જનારી ચોટદાર હોય છે.

'વહેતા ઝરણાં'માં સોળ જેટલી વાર્તાઓનો સમાવેશ થાય છે. આ વાર્તાઓમાં જેટલું સૌંદર્ય છે એટલી જ મોકળાશ અને કડવાશ પણ ભરી છે પણ એ એટલું બધું સંવેદન શીલ, ગતિશીલ છે કે જે વાચકને સદાય કલ્યાણ ભાવનાના નવાજ શબ્દ દાખવી રહે છેઃ એ રીતે જ આ વાર્તાઓ આજના ટૂંકી વાર્તાઓના દરિયામાં દીવાદાંડી અને સાથે સાથે મહાસાગર પ્રસ્થાને ઉપડેલા ખમતીધર વહાણ કે જહાજની શ્રધ્ધાભરી મજલની ગરજ સારી રહે છે

° ° °

જયંત ખત્રી મૂળ સ્વભાવે જ કલાકાર છે : એમનામાં ત્રણ પ્રકારની શકિતઓ છેઃ જીવનના પ્રારંભમાં જ તેઓ ચિત્રકાર અને સાહિત્યકાર તરીકે ચમકી રહ્યા પછી થી તેઓ ડૉક્ટર બન્યાઃ એ રીતે ચિત્રકાર તરીકે એમની પીંછીએ ઘણાં ચમત્કારિક અને ઉદ્દામ પ્રયોગો કરી બતાવ્યા છે અને સાહિત્યકાર તરીકે રોગ–નિદાન, વાઢ કાપ, પૃથક્કરણ કરવા ની તેમની ટેવ પણ એમના સાહિત્ય સર્જનમાં તેમ ની પ્રતિભાની દ્યોતક છે; આમ 'સ્ટેથોસ્કોપ' 'કલમ' અને પીંછી' એ ત્રણ વડે એમના મનની આંખથી, ચિન્તન અને ઊર્મિઓનાં શબ્દ રંગોથી એ અદ્ભૂત અને જીવનવ્યાપી ચિત્રો–નવલિકાઓ સર્જાવી શકેછે

સંગ્રહમાંની નવલિકાઓ એ આપણાં રાષ્ટ્રીય જીવનના બહુવિધ અંગોને આવરી લેવાના સફળ પ્રયાસ કર્યા છેઃ એમાંની પ્રત્યેક વાર્તામાં સમુદ્રના સાદ પડસાદ વાચકના કાને અથડાયા વિના રહેતા નથીઃ માનવતાના ધૂઘવતા સાગરનું શેરું ગીત–ગર્જન કે એ રમણે ચડેલા દરિયા–સાગરનાં મોજાના તાંડવનૃત્ય, એ બધામાં સમૂહ અને વ્યક્તિ વચ્ચેના દોઢ–અઢોઢ સબંધોનું ઐતિહાસિક મૂલ્યાંકન લેખન પોતાની

રીતે, વેધક રીતે સચોટ ધ્વનિશીલ શૈલીએ કરાવી જાય છે. સેવિયટના મેધાવી દિગ્દર્શક નિર્માતા, કલાકાર સ્વ. સેર્ગી ઇઝન્સ્ટાઇન કે આજના ઇટાલીયન દિગ. વિટ્ટોરિયો દ-સિકાની દિગદર્શનની અને ચિત્ર-સંકલનની ખૂબીઓ ડૉ. ખત્રીની વાર્તાશૈલીમાં એક સિદ્ધહસ્ત સ્વભાવ-ઘટના તરીકે દેખાયા વિના રહેતી નથી એમાંજ તેમનો એક કલાકાર તરીકેનો વિજયછે.

સંગ્રહની પહેલીજ વાર્તા- ખીચડી'ની નાયિકા લખડીના પાત્રાલેખનને જ લઇએઃ એ જે દુનિયાનાં આઘાત-પ્રત્યાઘાતો અને લખડીની પોતાની દુનિયા-પોતાના દિલની દુનિયા બન્ને વચ્ચે મેળ ખરો? કયાંથી હોય? -એજતો છે સામાજિક કારુણ્યની ઘટના! -એજ છે સમાજના મૂલ્યો અને માનવીની જિંદગીની કિંમતો...

પોતાના કંગાલ કુટુમ્બીજનોને જીવન્ત રાખવા તેમના શરીરમાંથી આત્મા ચાલ્યો ન જાય તેની પોતાના દિલ અને દેહને નિચોવીને પસીનાથી ચોકી રાખનારી આ લખડીની જુવાની, જુવાનીનાં સ્વપ્ના તરીકે એક સ્વપ્નુ રહેવા પામે છે અને એ સદાનોય હસતો ચહેરો, એની રમતિયાળ વૃતિ, એનાં પ્રફુલ્લ ઉલ્લાસ ચિત્તને સળગાવી દેનારી ભયાનક મજદૂરી, અને એથી ભયંકર એવી મોંઘવારીઃ અને મોંઘવારીને લીધે માનવીનાં પવિત્ર અને અતિ મોંઘેરા યૌવનને વગર અગ્નિથી સળગી જવાની ઊભી થતી નિઃસહાય પરિસ્થિતિ 'ખીચડીમાં કેળાં ઘોતિક તત્વોની રહી વાચકને સચેત, સભાન, સાવધાન, બનાવીને આ બધાં ઘેરા કારુણ્યપ મિટાવી દેવા માટે અને જિંદગીના પરમ મંગળ-ગીતના પ્રથમ સુરને જગાડી દેવા માટે હાકલ પાડીદેવાની બુલંદ તાકાત, અનોખી પ્રેરણા બક્ષે છે ! ખૂબીતો એ છે કે ' ખીચડી 'ની સમગ્ર અસરથી વાચકનું હૈયું ભયાનક આઘાતથી બચી શકતું નથી; એટલું જ નહિં પણ એમાં લખડીની જિદગી જીવવા માટેની તલપ માટેન પ્રસન્ન મંગલ જુસ્સાને નિહાળી વાચક નવું બળ મેળવી લે છે. આવીજ રીતે 'મહમદ'ની વાર્તામાં મહમદ અને શબિયાના પાત્રો વિષેઆજની દુનિયાદારીની તેમની સમજ વિષે એમનામાં યુગબળોએ મૂકી આપેલી નવી દૃષ્ટિ વિષે કહી શકાય.

બીજા વિશ્વયુધ્ધે જન્માવેલી ભયાનક સામાજિક મહામારીઓના ચિતાર આપવામાં સીધી નહિં પણ આ ડકતરી રીતે,-સચોટ તેમજ સંવેદનશીલ ભાવ નિરૂપણ કરી આપવામાં તેમની કલમ અજબ રીતે જીવંત, સજાગ અને ગતિશીલ બની રહે છે. 'પ્રતાપ, ઓ પ્રતાપ!'માં કાળા બજારમાં માનવતા વેચી ચૂકેલા શ્રીમંત પિતાના એકનાં-એક પુત્ર પ્રતાપના જાગૃત દિલના આહ્વાનભર્યા પડઘા તેની માંદગીના બિછાનેથી પિતા સાંભળી રહે છેઃ આ કથાની શૈલી 'ફ્લેશબેક'ની છે અને તેમ કરીને લેખકે જુદાજુદા પ્રસંગોને વાર્તાનાં અંતિમ પરિણામની સાથે અદ્‌ભૂત રીતે સાંકળી લઇ કથાને સમગ્રતાનું બળ આપ્યું છે. પ્રેમ અને પ્રેમના સોદા કરતી

---

( ૬૯ માં પાનાથી ચાલુ )
વાસ્તવિકતાની સાથે કાવ્યમયતા અને સચોટતાની સાથે પ્રવાહિતા એ એમની શૈલીનાં કેટલાંક આગળ તરી આવતા લક્ષણો છે. એમની ઊંડી અવલોકન શકિત, સુક્ષ્મ પૃથક્કરણ અને સાચા અનુભવોને કલાત્મક સ્વરુપમાં રજૂ કરવાની તાકાત આખા સંગ્રહને અનેરું વ્યકિતત્ત્વ અર્પે છે. શૈલીની ચિત્રાત્મકતા અને કર્તાનો નિસર્ગ પ્રેમ કરુણાત્મક વાર્તાઓમાં પણ તેજછાયાની મનોરમ ગૂંથણી ગૂંથે છે.

વસ્તુની નવીનતાથી, વિષયની અપૂર્વતાથી અસ્ખલિત પ્રવાહિતાથી અને શૈલીની ચમકથી, આકર્ષક ઉઠાવથી અને વિસ્મયકારક અંતથી આ વાર્તાસંગ્રહ આપણા શ્રેષ્ટ વાર્તા-સંગ્રહોમાં સહેલાઇથી મહત્વનું સ્થાન પ્રાપ્ત કરી લે છે. જીવનના ઊંડાણો માપતી કર્તાની દૃષ્ટિએ પોતાનાં સ્થિર મુળમાં જોયું કેટલાય ખૂણ અજવાળ્યા છે અને આપણી આસ પાસ વહી રહેલા જીવનની ગાઢ અં ગૂઢ કરુણતાનો આપણને પરિચય કરાવે છે.

[ લેખકનાં પ્રથમ વાર્તાસંગ્રહ ' ફોરાં ' નો પ્રવેશક ]

અનેક જાતની સમાજમાં પ્રતિષ્ઠિત એવી રૂપ-પુતળીઓ વચ્ચે ઘૂમતા પ્રતાપને માનવતાના પ્રેમનો પાલક કેવી રીતે સ્પર્શી જાય છે એનું ચિન્તનશીલ, દર્દભર્યું આલેખન, દેશના સામાજિક, રાજકીય, સાંસ્કારિક આંદોલનનાં તાણાં-વાણાં વચ્ચે ખૂબીદાર આરીભરત ભરી જતી આ વાર્તાની કલા લેખકની નિરૂપણશક્તિના એક પાસાનો સરસ પરિચય આપી જાય છે.

o o o

'અડધો દિવસ' 'પતંગનું મોત' 'કૃષ્ણ-જન્મ' 'દરવાજા બહારની દુનિયા' માં એ ચારે નવલિકાના મુખ્ય પાત્રો નાયકો, પુખ્ત વયે નહિ પહોંચેલા કિશોરો છેઃ જીવનના દરેક ક્ષેત્રે, ચારે બાજુએથી આવતી ભીંસ વચ્ચે માર્ગ કરી લેવા સચ્ચાઇભર્યા પ્રયાસ કરતા લેખકે તેમને એવી રીતે ચીતરી આપ્યા છે. કે તેમની કિશોરસુલભ જાગ્રતિ અને ફરજિયાત અનુભવોએ આપેલી જીવનને જાણવાની દૃષ્ટિ દ્વારા લેખકે આજની સમાજરચના વચ્ચે ભીંસાઇ જતા લાખો-કરોડો કિશોર જીવનનાં કચડાતા ઉમંગોની અને સામાજિક અન્યાયની કથાને જીવન્ત રૂપ આપી જાય છે.

'પતંગનું મોત'નો અંત જુઓ......

'પેલો ઘાટીનો છોકરો હજી સળિયા પકડી ઉભો હતોઃ એનું મોં ખુલ્લી ગયું હતું અને એની આંખો પતંગના ઊડી રહેલા અવશેષો પાછળ ભૂખી ભમી રહી હતી... મારી નજર વફાદાર કુતરાની માફક એની પાછળ દોડી રહી એ દેખાતો બંધ થયો અને મેં જોયું તો એ જ્યાં ઊભો હતો ત્યાં બે પથ્થરની લાદીઓ વચ્ચેની સાંકડી જગામાં એક કૂમળું પીપળનું છોડવું મોટું થવાની મથામણ કરી રહ્યું હતું!...

આ અંતમાં બે પથ્થર-શિલાઓ વચ્ચે ઉગી રહેલા નાનકડા પીપળ છોડની તાકાતના પ્રસંગના એક સ્પર્શથી લેખકે આખીયે વાર્તાને અર્થ આપી દઇ, એક નવી વાર્તા જન્માવી દીધી છે—એ એમની કલમની એક જબરજસ્ત ખૂબી નથી શું?

આ સંગ્રહની બધી વાર્તાઓમાં જે રીતે 'ખીચડીની એક ખાસ આગવી પ્રતિભા છે તેવી જ અપૂર્વ લાક્ષણિક, સર્વગ્રાહી દૃષ્ટિ અને જીવનને ઓળખવા માટેની તંદુરસ્ત સમજ છે. ખાસ 'હું, ગંગી અને અમે બધાં', 'સરીતા અન્તકાળ,' 'સવિતાનું ગૂંથણ', 'તેજ ગતિ અને ધ્વનિ, પોતાના રૂપ રંગ અને મિજાજ માટે પાત્રા લેખન અને નિરૂપણ માટે અદ્ભૂત ચિત્રકૃતિઓ બની રહે છે.

'હું ગંગી અને અમે બધા' એ યુદ્ધકાળે જન્માવેલી નિઃસહાય પરિસ્થિતિ વચ્ચે જીવન માટે મથતી માનવતાનું વાસ્તવિકતાભર્યું સંવેદનશીલ મહાકાવ્યની લહેરી સમુ અપૂર્વ સંસાર ચિત્ર છે. આટલાં બધાં પાત્રો અને એકેએક પાત્રના સ્વભાવ આલેખન, તેની આસપાસની તથા અંતરની દુનિયાના ઘર્ષણ અને સહનશીલતા, ઊર્મીઓનાં બંડ અને ઉત્થાન વ્યકિગત સ્વાદ-આસ્વાદ અને સૃષ્ટિના સ્વાદ, આસ્વાદ અને સ્વાર્થોની રમત-આ બધા વચ્ચે જીવતી એવી મહેનતુ માનવતાના ઉદ્દાર, ઘવાયેલાં અને જમાનાએ પામર તથા નિઃસહાય બનાવેલાં હૈયાનાં વલવલાટો-ઇત્યાદિના પ્રસંગ ઉપપ્રસંગો કડીઓ અને સાંકડીઓમાં તોડાની ગૂંથણી! લેખકની કલમ. સ્વસ્થતાપૂર્વક, ક્ષોભ પામ્યા વિના છતાંયે સહાનુભૂતિથી, પોતે પણ સમૂહમાંના એક છે અને બીજાની માફક એને પણ યુધ્ધે જન્માવેલી મહામારીના ભોગમાં ભાગીદાર બનવાનું છે. અને છતાંયે જીવતા રહી નવી દુનિયા-નવા સંસાર-નવા મનોરથોને જાગતા કરવાના છે.-એ બધાનું કેવું કારુણ્યમય છતાંયે ઊર્મિઓની માંદલી સારવાર નહિ પણ પ્રેમળતા વચ્ચે અનુકમ્પા અને ઉદારતાપૂર્વક સર્વગ્રાહી અવલોકન તથા પરિભ્રમણ રજૂ કરે છે!

બીજું વિશ્વયુદ્ધ અને દરિયા કાંઠે આવેલા એક નાનકડા નગરની મહેનતકશ માનવતાનો સંસારઃ એની વચ્ચે ખભે મીઠાં તેલનો ડબ્બો, હાથમાં માપિયા,

તેલનાં ડાઘાંવાળા મેલા કપડામાં સજ્જ થયેલો તેલી જેઠ મહિનાના તાપમાં પસીને રેબઝેબ શેરીએ શેરીએ તેલની ફેરી કરતો જિંદગી અવલોકી રહે છે અને એ કેવો સંસાર અનુભવે છે. ? છાપાં વાંચવાની એની ટેવથી એનું ચિત્ત દુનિયાના બનાવોનાં સમાચારના મથાળાંઓ વચ્ચે પ્રશ્ન છતાંયે કો'ક દિવસ અમે ય જીવી દેખાડશું ! એવી આશા શ્રદ્ધાસહિત જીવનનાં ક્રમને ધપાવ્યે રાખે છે ! લેખક અહીં એક સામટાં કેટકેટલાં પાત્રોને જુદા જુદા પાસાથી જીવન્ત બનાવી દે છે. લડાઇને લીધે જાગેલી મોંઘવારી, વધતા જતા ભાવ, માણસાઇના ભાવમાં વધી રહેલી કુડાઇ અને સત્તાવાહી વલણથી છૂંદાતી માનવતા–ઇત્યાદિ વચ્ચે આ તેલની દુનીયા જીવે છે–જાગે છે-ઝઝુમે છે, અહીં છે 'રેશનિંગ' 'કંટ્રોલ' કાળાં બજાર, 'લોહીનો વેપાર' 'દગાબાજી' 'પાપ, પુણ્ય અને ઘણું બધું નિષ્ઠુર ! એમાં જીવે છે. આ પાત્રો–ગંગી અને તેની બકરી તેનાં દીકરા દીકરીઓ, એના પડોશીઓ, દરિયો ખેડીને પેટિયું કમાતા ખલાસીઓ, સ્વામીઓની વર્ષોથી વાટડી જોયા કરતી પત્નીઓ અને પોતાના પરદેશ કમાવા ગયેલા દીકરાના દર્શન માટે મોતને દૂર હડસેલી રાહ જોઇ રહેલી વૃધ્ધ ડોસી માતાઓ ! એમના દિલમાં દિવસ ઊગે, આથમે. રાત આવે અને ફરી નવો દિવસ ઊગે એ જીવન ક્રમના તાણાવાણા વચ્ચે આસપાસનાં સંબંધીઓ પાડોશીઓ દ્વારા સંભળાતા લડાઇના સમાચારો ડૂબેલી મનવારો અદૃશ્ય થઇ જતી સ્ટીમરો–શત્રુની બોમ્બવર્ષા અને તેનો સામનો કરનારાઓની બહાદુરી... એ વચ્ચે આશા સેવતી કો'ક દિવસે એ જરૂર કાંઠા ઉપર ઉતરી આવશે અને આપણી પેઢીઓ ખાય એટલી સમૃદ્ધિઓ રેલાવી દેશે !... પણ સમૃદ્ધિ ક્યાં હતી ?

ગંગીનો વર નરસિંહ માલમ પોતાનું વહાણ લઇ દરિયો ખેડવા નીકળ્યો હતો ! ને લડાઇના તૂફાન વચ્ચે એનું જહાજ ક્યાંક કેવાં વમળ વચ્ચે ફસાયું હશે ?–પેલી તુરબાઇ એનો વંઠેલ દીકરો પ્રેમજી મહારાજ અને તેની જુવાન દીકરી, જડાવમાશી અને તેનાં નફફટ દીકરા–દીકરીઓ ડૂબી મૂએલો અલી અને તેનો સંસાર, નથુગરજી અને તેનો જીવનક્રમ, લાલજી સુથાર, રાઘવજી શેઠની હવેલી ઊંચી હવેલી અને તેની પાછળ 'રહેતા કંગાલોની' દુનિયા વચ્ચે ધૂળમાં આળોટતા કૂતરાઓની લંગાર અને અંધારી રાતનાં કાળાં કાજળિયાં ધુળભરી અંધારી વચ્ચેથી પસાર થતો કેસરમાનો દારૂડિયો જુગારી દીકરો, રમઝુ ટાંગાવાળો, કલ્યાણજી શેઠ અને પેલો ખુશામતખોર વાણિયો !–લીમડાવાળી મેડી. ગંગીના ઘરનું આંગણું અને વચ્ચે ઝૂલતા લીમડાની હેઠળ પડેલા ખાટલા ઉપર આળોટતાં છોકરાં અને ખૂણામાં પાલો ચરતી બકરીનાં રુદન : તુરીનો ખારવો ખાવિન્દ જરુર એક દિવસે આ કાંઠે ઉતરીને ગામમાં આવે ને જાતજાતનાં ખબર સંભળાવે ત્યારે ખારવા વાડમાં અનેક વેળા રુદન—પડઘાની ઘેરી કરુણતા ભરી ગ્લાનિમય રાગિણીથી ગમગીની-મય બની રહે—

અને છગન તેલી–! છગન તેલી ગંગી છોકરાં અને વિશાળ માનવ સમુદાય – એમનાં રાત્રિને દિવસ, મધ્યાહ્ન અને મધરાત, પરોઢ અને સંધ્યા–એ બધાંનાં મિજાજો વચ્ચે જીવાતી જિંદગીનાં રંગો : પાત્રાલેખનની સુરેખતા, ફિલ્મની કલામાં ઉપસી આવતાં ઉપપ્રસંગો, દશ્યોની ગતિશીલ હારમાળાની ઉપર તોળાઇ રહેલી કોઇક જુવાન, હસીન, ખાવિન્દની ઇન્તેજારીમાં ઉજાગરાઓ કરતી પ્રેમાળ, મહોબ્બત-ભરી આંસુટપકી આંખડીઓ અને ઘુઘરિયાળા કેશ કલાપથી જીવન્ત બનેલા મુખડાવાળી તન્દુરસ્ત નારી!– આ કથામાં વપરાયેલા મોન્ટા જ–શોટસમાં નિર્દયતા છે, કારુણ્યની કંકાવટીમાં ઘૂંટાયેલાં કંકુનાં છાંટણાની અંદર સંતાયેલા લાખ લાખ શબ્દોનાં સંદેશ છે. કોણ જન્માવે છે આ યુધ્ધ?... કોણ ખત્મ થાય છે, કોઇકને જીત અપાવવા માટે? શા માટે માનવતાનો બહુ મોટો વર્ગ કંગાલ છે....

આ બહુ લાંબી નહિ અને અતિ ટૂંકી પણ નહિ એવી વાર્તામાં એટલાં બધાં પાત્રો એકસાથે એવી રીતે લેખકે ઉપસાવી આપ્યા છે કે પ્રત્યેકનું વ્યક્તિત્વ

વિશાળ વિરાટ દુભાયેલા શોષિત, પીડિત પદ્દદલિત સમાજના જીવવા માટે જબ્બર તફાન અને વલવલાટ વચ્ચે શ્વાસ લઇ રહેલાં એક સમૂહના અવાજને આકાર, રંગ અને ગતિ આપે છે: આમાં રહેલાં એનાં વિદ્યુતવેગી સંઘર્ષણ મૌન છતાંયે ન સમજાય અને ન સહેવાય એવા યુદ્ધત્વ ઘર્ષણને જબાન આપે છે: ખુબી તો એ છે આ વાર્તાનો નાયક પીડિત સમૂહ છે. અગ્રણી બનીને વાર્તાને નવાં જોમ બક્ષે છે. આમાં લેખકને ગજબની સફળતા મળી છે. આ કાર્ય કૈ સહેલું નથી; બહુ જ કઠિન છે; છતાંયે લેખક સહજ વૃત્તિથી કોઇ પણ પ્રકારના કલ્પના વિલાસનો સાથ લીધા વિનાં, 'મૉન્ટાજ'ના સંકલનથી, તેજતિમિરનાં ધ્વનિમયતાથી રંગેલા વાતાવરણથી દરેક પાત્રને ન્યાયપૂર્વક માવજત બક્ષે છે.

° ° °

જે રીતે વધુમાં વધુ પાત્રો અને દેશ-પરદેશના સમાચારોથી ઉદ્વિગ્ન બનેલું વાતાવરણ હું ગંગી અને અમે બધાં'માં છે તેનાથી ઉલટું જ ઓછામાં ઓછાં પાત્રો અને એક અતિ ઊંડો દર્દભર્યો વાંસળી બજાવનારા કલાકારની તપસ્વિતા ગુપ્ત, પરિચિત અપરિચિત કલાસાધનાનો એક અદ્દભુત પ્રસંગ જેનાં નિરૂપણના પ્રાણસૂર બની રહ્યા છે એવી સંગ્રહમાંની એક અતિ કલાયુક્ત વાર્તા તરીકે 'વાંસળી' ન ભુલાય એવી છે; એની ખૂબી જઇફ પીરમહમદ અને તેની બંસીવાદનની કલામાં રહેલા કોઇ આપ્તજનને પોતાની પાસે બોલાવવાના આમંત્રણને સફળ બનાવવાની તાકાતના વર્ણનમાં લેખકે મહાથાસ્તવવાદ કે સ્યુરીઆલિઝમનાં પ્રતિકાત્મક દશ્યોનાં જે જે 'મૉન્ટાજ શૉટસ'– પ્રતિક-ચિત્રોનાં એકબીજા ઉપર આલિંગન કરતા સંગીતમય અસર ચિત્રોની હારમાળા ઉભી કરીને તેનાં સર્જનાત્મક સંકલનથી વાર્તાના હાર્દને કલામય બનાવી આપવામાં તેનાં દિગદર્શનમાં લેખકે ગજબની કમાલ કરી છે.

'કોઇ એક સૂર...' કહેતાં પીરમહંમદ ગંભીર બની ગયો એની આંખો શ્રમ કર્યા પછી આરામ કરતી હોય એમ ઢીલી પડી ગઇ મેં એની આંખોમાં જોયું તો એની વિશાળ બનેલી કીકીઓમાં દોડી જતી સન્ધ્યા પાછળ આવતાં અંધારાઓનું દળ ઉમટી રહેતું મને દેખાયું: મને વિશાળ ખેતરોમાં મેદાનોમાં, ખીણોમાં, નેમ વગર ટહેલતાં, વિવિધ જાતના પશુઓ દેખાયાં! ઉપરથી આભ નીચે ઉતરી આવતુ દેખાયું! કેટલાં બધાં પક્ષીઓ વૃક્ષની ડાળો પરથી ચુપચાપ સૃષ્ટિનો ક્રમ નિહાળી રહયાં હતા.

**( વાંસળી પા. ૧૪૯ )**

આવાં બીજા બે-ત્રણ ઊર્મિના પ્રત્યાઘાતો માટે યોજાયેલા 'મૉન્ટાજ' દશ્યો અને તેમાં જૂદા જૂદા પ્રતિકોથી ઉભા થતા ધ્વનિઓ–

વિશાળ મેદાનો...સૂકું ઘાસ...કાંટાળા છોડ... દયાહીન, ઠંડી વરસાવતું આકાશ; દઝાડતો સૂર્ય વંટોળિયામાં ઝડપાઇને ઉડતી ધૂળ, તેતરો, કાગડા અને જંગલી કબુતરો... કોઇ તીણાં શિંગડાવાળા બળદ પર વાઘને કુદતો મેં જોયો–કોઇ અપુર્વ શિલ્પ જેવી સુંદર યૌવનની ડોકમાં મે નાગ વિંટળાયેલો નિહાળ્યો કોઇ કાંટાળા બાવળનાં પાંદડે પાંદડામાંથી લોહીના ટીપાં મેં ટપકતા જોયા...!...ઓહ!...

**( પા. ૧૫૩-૧૫૪ )**

આવા 'મૉન્ટાજો'માં સહુથી ભયાનક છતાંયે રહસ્યમય અસર છતાંયે જીવન્ત પ્રત્યાઘાતની તન્દુરસ્ત લાગણીનો પરિચય આપી જતા એ દશ્ય વાક્યો:–

'...ફુંકાતા પવનમાં કોઇ સ્ત્રીનો સાળુ ઉડતો હતો. વાંદરા જેવો કોઇ નગ્ન મનુષ્ય રેતીમાં પગલીઓ જોઇ રહયો હતો...પેલી અતિ લાંબી...અતિ લાંબી કાંટા અને કાંકરાથી છવાયેલી કેડીપર એક મોટો અજગર વાંકોચુંકો પડયો હતો...! ત્યાં ઘોડાઓનું મોટું ટોળું દોડતું આવ્યું...'

**( પા.-૧૫૬ )**

'વાસળી'ની પરાકાષ્ઠામાં કલાના રહસ્યમય ધ્વનિઓનું સંગીત છે. અને લેખકે અહીં કલ્પના વિલાસથી આ સંગીતને ચિત્રિત કર્યું છે. અને દૃશ્ય–ચિત્રોમાંથી સંગીતનાં ઘેરા–દર્દભર્યા. રહસ્યમય ઘુઘવાટ અને ઝંકાર, મીંડ અને મૂર્ચ્છા નિપજાવી આપ્યાં છે.

પણ આ વાર્તાનો જે કારુણ્યઘેરો ધ્વનિ છે, જે બધા જ ધ્વનિઓમાંથી ચળાઇને બહાર આવે છે તે એ છે–કલા અને દરિદ્રતા વર્ગીય અથડામણ અને ઇલ્મ વચ્ચેનાં સામાજિક સંબંધોની નિષ્ઠુર અરાજકતા કોણે જન્માવી? લેખકે આ વાર્તાને સચોટ સ્વરૂપ આપી પ્રાણવાન બનાવી છે.

અહીં રજુ થતી બધી જ નવલિકાઓમાં લેખકની ઊર્ધ્વાગામી કલા અને શૈલી, બીજા ઘણા કલાકારોના વિષયમાં બને છે તેમ પરિસ્થિતિનું છબી–ચિત્ર ઉતારીને ત્યાંજ અટકી જતી નથી. 'નથુની અવસ્થતામાં વર્ગવિગ્રહની ભયંકર તૂફાનની વચ્ચે અટવાતી વર્ગીય વિચારસરણીઓનાં કલહપૂર્ણ મિજાજનું સચોટ આલેખન છે : મંગળગિરિ બાવો અને તેના બે જુવાન સંતાન । એક દીકરો, નથુ જે શરાબી, બિન જવાબદાર છતાંયે ઊંડે ઊંડે પોતાના કુટુંબની નિઃસહાય સ્થિતિનું ભાન છે. એવો અને તેની જુવાન બહેન મણીનું કુટુંબની આર્થિક બેહાલીને ટાળવા માટે પિતાના લેણાદાર પૂનમચંદ શેઠને ઘેરે કામ કરવા જવાનું–એ વખતે નથુની માનસિક અસ્વસ્થતા પોતાની જાત પર આવતો ધિક્કાર એ બધાને ડૂબાવી દેવા વિચારોના વમળમાંથી બચવા માટે પીઠામાં પ્રવેશનારો એ આંખ સામે આદરતા અત્યાચારોના અવાજે એમાંથી નથુના મનમાં જાગતી મુંગા બંડની વૃત્તિ; કંગાલિયતની વાસ્તવિકતાની સામી છાતીએ સામનો કરવાની મણીની નિશ્ચલતા અને હિંમતનું આલેખન વાચક પાસેથી દાદ માગી લે છે. એને એની બહેનની તાકાત માટે માન થઇ આવ્યું પણ પોતાની નિર્બળતા પર તિરસ્કાર આવ્યાનું સચોટ સૂચન લેખકે આપી દીધું છે.

o o o

'સસીનો અન્તકાળ' માનવતા અને ધરતી પર નિષ્ઠુર તાંડવ ખેલતા દુષ્કાળનાં દારૂણ કાળા પડછાયાનો હૃદયસ્પર્શ ચિતાર આપે છે સસી–સરસ્વતીની કુટુમ્બને નભાવવાની પોષવાની કર્તવ્યશીલતા ભરી વૃતિ અને જિંદગી માટેની જાગ્રતિભરી સમજ–અને અંતમાં પોતાના મામાને ઘેરે જવાને તૈયારી : દારૂણ કારૂણ્ય જન્માવનારી આ કથાનો અંત અને ધરતીના એફામ રૂદનને પણ ભુલાવી દે તેવું મૃત : પ્રાય માનવતાનું કલ્પાંત–આથીયે સ્થાપિત હિતના રખેવાળાનાં હૈયાં પીગળતાં નથી એ વિચિત્રતા, નગ્ન સચ્ચાઇ વાર્તાની ખુબી છે: આ કથાની પરાકાષ્ટા એટલી બધી ઉગ્ર વેદનાથી ભરપુર છે કે પ્રેક્ષક વાચકના દિલની આરપાર ઉતરી જનારા તીર સમા આ છેલ્લા વાકયો... રેતીનાં ઠંડા બીછાનાપર એનું અંગ મરડાઇ ગયું; વોય મા;... એ મનમાં જ બોલી. ધરતી મરે ત્યારે કોણ જીવે ? આવું જ પ્રાણવાન આલેખન 'સવિતાના ગુંથણ'માં અનુભવી શકાય છે : ( પાનું ૨૫૭ )

ભણતરમાં મેટ્રિક પસાર થયેલી મધ્યમ વર્ગની એ દીકરી એ સવિતા પોતાના કુટુંબના, પંગુજી પિતાના ભાઇઓનાં પોષણ માટે જીવનના પરમ ઉલ્લાસોત્સવ જેવા પ્રણયને પલટાવીને કુટુમ્બ તરફ પોતાનો પ્રેમ વાળી દઇ શાતા અનુભવે છે: આ બધું લેખકે બસની મુસાફરી દરમ્યાન અને સવિતાના હાથમાં રહેલા ઉનના દોરાઓથી રચાતા ગૂંથણની આળપંપાળ વચ્ચે એવી ખૂબીથી આલેખી આપ્યું છે કે એના પ્રત્યેક પ્રસંગમાં જીવન સામાજિક પરિસ્થતિનાં રંગો, આર્થિક પરાધીનતા, દુઃખ–મહામારી બેકારી, ઇત્યાદિને નાનકડા દશ્યોના 'ફ્લેશ બેક' દ્વારા એક ચોટદાર અંત તરફ લેખકે ઢાળી આપ્યા છે. બસમાં થતા ઉતારુઓ વચ્ચેના વાર્તાલાપના પડછાયાઓ અને સફરના અંતની સાથે આવતા પ્રસંગોનો અંત-અને છેલ્લા સ્ટેશન આગળ આવીને કુટુંબના 'કુળદીવા' જેવા એક 'કપાતર' છેલબટાઉ જુવાનની બિનજવાબદાર વર્તણૂંક !

o o o

આ સંગ્રહમાંની સર્વશ્રેષ્ઠ નવલિકા આયોજન, પાત્રાલેખન, પાર્શ્વભૂમિ વાતાવરણ તેમજ વેગનાં રંગીન તાણાવાણાની દૃષ્ટિએ નખશિખ કલાત્મક કૃતિ ગણાવવાની હું હિંમત કરું છું એવી 'ગતિ, તેજ અને ધ્વનિ' છે. તેમાં ડૉ. ખત્રીની કલમ કલ્પના અને રંગભરી રસદૃષ્ટિ સોળેકળાએ ખીલવા પામ્યાં છે: કથાની માંડણીમાં વાતાવરણનું રંગભર્યું આલેખન એના પાત્રોને ઉપસાવવા ધ્વનિમય બનીને વાચકને અદ્‌ભુત ઉલ્લાસ અને કારુણ્યના રંગોની મિલાવટની વચ્ચે મૂકી, માનવીની જિંદગીની અપૂર્વ ઊર્મિઓનાં ભયાનક તૂફાનોની ઝાંખી કરાવવામાં કેટલી સરસ રીતે સફળ નિવડે છે !

મેં આ નવલિકા વિષે ડૉ. ખત્રી સાથે ખૂબ ચર્ચા કરી છે અને એમના કથન અનુસાર એમની કલ્પના કંઈક આવું કરવા માટે દોડી રહી છે કે જેથી ડૉક્ટર આલબર્ટ આઇન્સ્ટીનનો સાપેક્ષવાદનો સિદ્ધાંત સીધી નહિં પણ આડકતરી રીતે કથાપટની ભૂમિકા બની રહે! પણ અમને પોતાને આ દૃષ્ટિ હજી ઝાંઝવાભરી અને અસ્પષ્ટ ભાસે છે. તેમ છતાંયે ભાંગી પડેલી સામંતશાહીના વૈભવ અને સમૃદ્ધિના અવશેષ સમા એ પાત્રોની જિંદગીમાં નવીન યુગબળોએ ઉપન્નવેલી વિષમ સ્થિતિ એમની કારુણ્યભરી નિઃસહાયતા ઊભી કરી રહે છે, તેમનું કલાત્મક અર્થગૌરવપૂર્ણ આલેખન કરવામાં ડૉ. ખત્રીની કલમ કિલ્મની કલાનાં એક પરિપૂર્ણ આયોજન વિધાનના નમૂના રૂપ બની જાય છે.

કસ્તુરી સમી રૂપભરી, લાવણ્યમયી યુવતી જીવનના રસ અને ઉલ્લાસ ભોગવવા માટે કેટલી બધી ઉછળી રહી છે !...છતાંયે એનાં એ યૌવનના ઉન્માદભર્યાં દીવાસ્વપ્નોને કોણ વિછિન્ન બનાવી દેતું હશે ?... એ કસ્તુરીનું એક પ્રતાપી પિતા... વજેસંગ, જમાનાની તાકાતે એવાં પાણીદાર અરબ ઘોડાની થનગનાટ ભરી ઉત્સાહ શક્તિ અને તેના રાજપુતની મોંઘેરી નિર્બળતા સમા 'પૌરૂષ'ને કેવું પરાવલંબી અને નિઃસહાય બનાવી દીધું હોય છે ! વજેસંગને માટે દુનિયામાં જીવવાનો કોઇ સહારો હોયતો તે તેની યૌવના, લાવણ્યમયી પુત્રી કસ્તુરી ! અને એટલેજ એ કસ્તુરીના લગ્નની શરતમાં 'એને જે પરણે તેને મારી સાથે રહેવું પડશે !' એવી સૂચના ખાસ આગ્રહપૂર્વક રજૂ કરે છે :

...ત્યારે પોતાના ઐશ્વર્ય, સત્તા અને સમૃદ્ધિ વચ્ચે ભવ્ય પ્રતિભાને ઝળકાવવા ઉપરાંત પણ એ રીતે વિધુરનું એકલવાયુ અને 'ખાલીખમ' જીવન જીવી રહેલા પ્રસાદજીની વૃત્તિઓના આલેખનમાં ખત્રીની કલમે કેવું જોરદાર ચમત્કૃતિપૂર્ણ કલાદર્શન કરાવ્યું છે. ! ખરું પૂછો તો 'ગતી, તેજ અને ધ્વનિ' એ નવલિકાનો મૂળ આત્મા તો ત્રણ ભવ્ય પાત્રોનાં જીવનની વૃત્તિઓને પલટાતાં યુગબળો અને સામાજીક મૂલ્યોની અસરમાં આવીને કેવી નિઃસહાય કારુણ્યભરી, દર્દભરી સ્થિતિનાં શિકાર બની જવું પડે છે, એમાં જ ઝબકીને જાગી રહેલો છે : એમાંના સંવેદનમાં જ ડૉ. ખત્રીની કલાની, કલ્પનાની ચમત્કૃતિનો વિજય રહ્યો છે:

કસ્તુરીને જીવનની તમામ ઉર્મીઓને ભોગવવાના કોડ છે ; પ્રકૃતિની લીલા વચ્ચે લહેરીયાં ખાઇ રહેલા સરોવરીયાની શાન્ત જલ સપાટીના દર્પણમાં પોતાનાં વસ્ત્રવિહોણા, રૂપભર્યાં યૌવનમત્ત દેહલાલિત્યનાં દર્શન કરનારી કસ્તુરી સ્નાન કરવા એ જલકુંડમાં પડે છે ત્યારે સામેથી પ્રસાદજીનાં નયનો પણ એ સુમોહક દૃશ્યને, એ સૌંદર્ય ધરાઇને પી રહયાં છે : બીજી બાજુ ખુદ કસ્તુરીના પિતા વજેસંગ પણ ઝાડના થડની પાછળ છુપાઇને પોતાની પુત્રીના રૂપ અને લાવણ્યભર્યાં દેહમાધુર્યને આંખમાં સમાવવાની તક ઝડપે છે : આ બંને પુરુષોની વૃત્તિઓના પૃથક્કરણ કરી જુઓ- એમાં રહેલા 'જીન્સી' તત્વો, 'જાતીય તત્વો'નુ ખત્રીએ કરેલું આલેખન કથાનાં પાત્રાલેખનના કૌશલ્યનું મર્મગાહી દર્શન કરાવે છે: એજ નવલિકાની ખૂબીઓનું મુખ્ય બળ છે.

০ ০ ০

એકેએક વાર્તાનું પૃથક્કરણ કરવા બેસું તો પાર

નહિ આવે. એટલે અંતે એટલું જ કહું કે, ડો. ખત્રીની વાર્તાઓ કેવળ 'ટેકનીક'ની દૃષ્ટિએજ આપણે ત્યાં આ એક તેજસ્વી પ્રયાણ છે એમ નહિ, પણ 'વસ્તુ' અને 'વિષયની આલોચના' ની દૃષ્ટિએ પણ નવીન પ્રયાણ છે.

અને જો આ સ્થળે, સંકોચ વિના ઉમેરૂં (જે ચર્ચા મેં સ્થળ સંકોચને કારણે જ શરુમાંજ છોડી દીધી હોવાનું જણાવ્યું છે.)કે ડો. ખત્રીની વાર્તાઓ ગુજરાતી અને ભારતીય તાર્વાકલામાં શોભા સ્પદ અને ગૌરવભર્યું સ્થાન પામવા અધિકારી છે; એ ઉપરાંત વિશ્વસાહિત્યની વાર્તાઓમાં એમની કેટલીક વાર્તાઓ અચૂક સ્થાન પામે એવી બલિષ્ઠ અને કલામય છે, તો અયોગ્ય નથી.

ડો. ખત્રી વાર્તાઓના 'ફોરાં' સિવાયની લગભગ બધી વાર્તાઓને આવરી લેતા, આ પ્રતિનિધિ સંગ્રહને હું ફરી એકવાર ઉમળકાભેર આવકારું છું

તા. ૧૨–૧૧–૫૨

( પ્રસ્તાવના – વહેતાં ઝરણાં )



મુ. હરીનભાઇ,

"આનંદ" જોયું. માણ્યું પણ ખરું.

શો છૂટયો અને અંબર થિએટરમાંથી બહાર નિકળતો હતો ત્યારે કોઇ બે પ્રેક્ષકોની વાતચીત કાનપર અથડાઇ.

આ બધું વાસ્તવિકતાથી પર હોય એમ તને નથી લાગતું ?" એકે સવાલ કર્યો.

"મેં તો આવી કલ્પનાએ નથી કરી કોઇ દહાડો પણ રાજેશખન્નાએ 'ઓવર એકટીંગ' કરી હોય એમ મને લાગે છે" બીજાએ જવાબ આપ્યો

આ વાતચીત જો મે ન સાંભળી હોત તો કદાચ તમને આ પત્ર લખવા પ્રેરાયો ન હોત 'આનદ' ચલચિત્રનો હીરો–કેન્સરનો દર્દી આનંદ જાણે છે કે ૭ મહીનાની અંદર પોતાનું મોત થવાનુ છે છતાંયે અસ્તિવને ટકાવી રાખવાના નિરર્થક પ્રયાસો કરવાને બદલે ધસમસતા મોતસામે બાકીની જીંદગી ગાળવામાં અસ્તિત્વની પળોને શકય તેટલી માનવ ઉપયોગી જ બનાવવાની તે ખેવના ધરાવે છે.

આને જયારે વાસ્તવિકતાની પર કોઇ કહે છે. ત્યારે સહન નથી થતું કારણ કે એક કેન્સરના દર્દીને મેં આનંદ કરતાંયે વધુ સ્વાભાવિકતાથી મરતો ૬ઠી જુન ૧૯૬૮ના દિવસે નજરોનજર જોયો છે.

જે માત્ર છેલ્લી કક્ષાએ પહોંચેલા લીવરના કેન્સરનો દર્દી જ નહિ સાથે સાથે ડોકટર પણ હતો, દિલરૂબાવાદક પણ હતો. જાહેર જીવનમાં પડી ચુકેલો મજુરોનો નેતા પણ હતો. ચિત્રકાર પણ હતો અને ગુજરાતની આધુનિક ટુંકી વાર્તાનો પ્રણેતા પણ હતો.

હા ! હું મારા પિતાશ્રી સ્વ. ડો. જયંત ખત્રીની જ વાત કરું છું.

કોઇએ કહ્યું છે ને કે"

# સારસ્વત ડૉ. જયંત ખત્રીના જીવન અને ચલચિત્ર 'આનંદ' વચ્ચેનું સામ્ય

-કિર્તિ ખત્રી

**Most tragic thing in the world is a sick doctor'**

"જરા વિચાર તો કરો. એક ડોક્ટર સવારના દાઢી કરતી વખતે અરિસ્સામાં એકાએક પોતાના ગળા પર ગાંઠ ઉપસી આવેલી નિહાળે... રેઝર થંભી જાય... થોડા દિવસથી નિયમિત અનુભવેલી કોઇ યાતના... કોઇ શારીરિક તકલીફ અને ગળા પરના ગાંઠ સાથે એકાએક કેન્સર રોગના ચિન્હ ક્ષણવારમાં બંધબેસતાં થઇ જાય ત્યારે ડોક્ટરની માનસિક હાલત શું થાય ?

પણ જયંતભાઇના કિસ્સામાં એવું કશું જ બન્યું નહિ. હા, માત્ર પાંચેક મિનિટ અસ્વસ્થ રહેલા.

પછી મુંબઇ આવેલા, ટાટા ઇસ્પિતાલના ડૉ. સ્વ. બોર્જેસ સાથે પોતાના રોગ વિશે ચર્ચા કરી... તપાસ થઇ, ગળાની ગાંઠનું ઓપરેશન કરાવ્યા બાદ નિદાન થયું કે કેન્સર છે, પરંતુ તેના "ઓરીજીનલ રૂટ" (મૂળ) ક્યાં છે. તે શોધી ન શકાયું છતાંયે ત્રણ મહિના સુધી "કોબાલ્ટ રેઝ"નો શેક અપાયો.

દરમ્યાન ઘણું ઘણું બની ગયું. ડૉ. જયંત ખત્રીને ખબર પડી ચુકી હતી કે 'રૂટ' શોધી શકાયા નથી. એટલે કેન્સર બીજા તબક્કામાં જ હોવું જોઇએ. અને કોઇ પણ સમયે લીવરમાં અચાનક તેનો એટેક થશે.

આ વાત ધ્યાનમાં રાખીને આનંદની સાથે જયંતભાઇને સરખાવીએ—આનંદ પણ માત્ર કેન્સરનો દર્દી છે જ્યારે જયંતભાઇ ડોક્ટર અને દર્દી બન્ને હતા. આનંદ એકલો અટુલો નિર્વાસિત છે જ્યારે જયંત ખત્રીના પરિવારમાં ૯ સભ્યો...અને કમાનાર એક માત્ર પોતે જ હતા. પુત્રો હજુ વિદ્યાર્થી અવસ્થામાં હતા. (હું ઇન્ટર કોમર્સમાં હતો અને નાનો ભાઇ ભાવનગરમાં ઓટોમોબાઇલ ઇન્જીનીયરીંગના પ્રથમ વર્ષમાં હતો.)

હવે આ પરિસ્થિતિમાં મોતનો પયગામ સાંભળીને જયંતભાઇ સમક્ષ કેટલા કોયડા ઉપસ્થિત થયા હશે એની કલ્પના તો જયંતભાઇની જેવી પરિસ્થિતિમાં મુકાનારને જ આવી શકે. છતાયે તેમણે મોતને પંપાળીને આવકાર્યું એટલું જ નહિ પણ બાકીના દિવસો આનંદમાં ગાળ્યા ઉપરાંત કુટુંબીઓને એટલે કે અમને નજીકના ભવિષ્યમાં આવનારતોફા-નથી પડનારો આઘાત જીરવવા માટે માનસિક રીતે તૈયાર કર્યા.

આમાં તેમને કેટલી સફળતા મળી એનો ખ્યાલ આ ઉપરથી આવી જશે કે એમના મોત પર મારી આંખમાંથી અશ્રુનું એક બૂંદ પણ અત્યારે સુધી ટપક્યું નથી. (વાર્તા જેવું લાગે છે ને? પણ એમાં જરાયે અતિશયોક્તિ નથી.)

આ ઉપરથી આનંદ અને જયંત ખત્રી વચ્ચે એક વિરોધાભાસ દેખાય છે કે આનંદ પોતાની પોતની માંદગીના સમાચાર પોતાની સાથે લાગણીથી સંકળાયેલ વ્યક્તિને ન મળે તેની તકેદારી રાખે છે જ્યારે જયંતભાઇ એમ માનતા હતા કે જે વાસ્ત-વિકતા છે તેની જાણ બધાને જ થવી જોઇએ.

જો કે મને તેમજ મારા નાના ભાઇને શરૂઆતમાં તેમણે પોતાને અસાધ્ય રોગ થયો છે તેની જાણ નહોતી કરી તે એટલા માટે કે અમારી યુનિવરસિટીની પરીક્ષાઓ નજીકમાં હતી. માર્ચ મહિનો હતો.

ઇન્ટર કોમર્સની પરીક્ષાનું છેલ્લું પેપર લખીને સાંજે જયારે ઘેર આવ્યો ત્યારે મને હસતાં હસતાં જયંતભાઇએ પોતાની અસાધ્ય માંદગીથી વાકેફ કર્યો હતો.

આનંદ જે રીતે પોતાના દોસ્તોને મળવા ખાતર મુંબઇ આવે છે તેજ રીતે કેન્સરનો બીજો એટેક લીવર પર થયા બાદ જયંતભાઇ પોતાના મિત્રોને મળવા એપ્રિલના અંતમાં મુંબઇ આવેલા. આરામ હોટેલમાં બેસીને સાહિત્યકાર મિત્રો સાથે મહેફિલ જમાવેલી, મિત્રોને જે ભય લાગતો હતો કે જયંતભાઇ છેલ્લી સલામ કહેશે અને વાતાવરણ શોકજનક બનશે એવું કશુયે બન્યું નહિ અને તેમણે જીંદગીનો વાર્તા લાપ શરુ કરેલો. મિત્રો ડઘાઇ ગયેલા.

એટલે જ તો હરિન્દ્ર દવેએ તેમને અંજલિ આપતાં લખ્યું હતું કે "મોત ને વેઇટીંગ રૂમમાં રાહ જોવાનું કહી જયંત ખત્રીએ અમારી સાથે જીંદગીનો વાર્તાલાપ કરેલો."

હવે બીજો એક વિરોધાભાસ દર્શાવું. આનંદ જીવનની અંતિમ પળોમાં પોતાના મિત્રને પોતાનો અવાજ ટેપ રેકોર્ડરમાં જકડી લેવાનું કહે છે. પરંતુ જયંતભાઇએ તો તેમના એક મિત્રે તેમનો અવાજ ટેપ કર્યો હતો ત્યારે તેની પાસેથી વચન મેળવ્યું હતું કે તેમની હયાતી બાદ ટેપ ભુંસી નાખવી.

આમ પોતાના મૃત્યુ બાદ પોતાની યાદથી કોઇને ઉદ્વેગ થાય એ જયંતભાઇએ નહોતું ઇચ્છયું.

આ સાથે જયંત ભાઇએ ૧૫-૨-૬૮ના રોજ કવિ સ્વપ્નસ્થ પર લખેલો એક પત્ર બીડું છું જેમાં તેમણે લખ્યું હતું કે કચ્છની "ધરતીના ટુકડા સાથે મને લગાવ છે. એ માટીના ખોબામાંથી મારૂં ઘડતર થયું છે એ જયાંથી મને મળ્યા ત્યાં જ મારે પરત કરવાના છે જેથી કશી બાદબાકી ન થાય"

તેમની માંદગી દરમ્યાન કચ્છનો અમુક ભાગ પાકિસ્તાનને સોંપવા માટે ટ્રીબ્યુનલનો ચુકાદો આવ્યો તેનાં અનુસંધાનમાં કચ્છમાં સત્યાગ્રહ શરૂ થયો ત્યારે જયંતભાઇ મૃત્યુ શૈય્યા પર હતા અને એક વખત બબડાટ કરેલો કે "હવે તો હુ સરકસનો સિંહ છું... મારાથી શું થાય ?"

પણ એક વાતથી તેમણે સંતોષ માનેલો કે જીવનમાં છેલ્લી વાર તેમણે ઘર બહાર મુકેલો પગ કચ્છના પ્રશ્નોની ચર્ચા કરવા જ મુકેલો.

ચાલી શકવાની તાકાત નહોતી એટલે ટેકસીમાં બેસીને માંડવી શહેરથી દુર કોડાય ગામ નજીક તેઓ ગયેલા અને સત્યાગ્રહ માટેની સભા પુરી કર્યા બાદ ભુજ તરફ જઇ રહેલા સંયુકત સમાજવાદી પક્ષના મહામંત્રી શ્રી જયોર્જ ફર્નાન્ડીસને માર્ગમાં અટકાવી કચ્છના પ્રશ્નોની ચર્ચા કરેલી.

આ તો થઇ બાહ્ય વર્તુળોની વાત હવે ઘરની વાત કરૂં.

જેવી રીતે આનંદ બીજાઓને આનંદ આપવાનો પ્રયત્ન કરે છે તેવી જ રીતે જયંતભાઇએ પણ પોતાના એક મિત્રને કહેલું "યાર આ ટાટા હોસ્પિટલમાં જે પણ આવે એ જીવનને ટાટા કરી દે છે." (કેટલી વાસ્તવિકતા?)

તેમની તબિયત પુછવા ઘેર મુલાકાતીઓની વણઝાર લાગતી ત્યારે મુલાકાતી તેમના ઓરડામાં પ્રવેશીને કંઇ બોલે તે પહેલાં જ જયંતભાઇ તેને સવાલ કરતા "કેમ છો?" અને મુલાકાતી મુંઝાઇ જતા.

આનંદ અને જયંત ખત્રી વચ્ચેના મેં રજુ કરેલા વિરોધાભાસી કિસ્સા અને સરખામણીઓ પરથી શું એ સાબિત નથી થતું કે "આનંદ" વાસ્તવિકતાથી પર નથી.

સ્પષ્ટ વાત છે કે "આનંદ" ચલચિત્રમાં વાસ્તવિકતા છે. અને છે જ.

writer like us e,
refuse to be eclipse...re
personalities ...urselves. We will never be able
invitation to death. ...rsonality – however great
ever be on his guard. ...cannot ...pt on our part to ...ay what we want to. We, therefore,

To justify our in... I said it before ...because we believe that we are make ourelves being felt to ...imself to die ... be like this or that wriiter is an essence of our being. The sa...upon life ... Of all the things a writer should Nothing should and could stop the ... submissively so soon and so easily. fight and we have accepted the worst ... fight to write. We cannot afford holiest ... write and continue writing We can to to lose ground by our half hea... we ha... only by continuing to write. It is the We have got to be thorough in our ... thing on earth to a writer his writing! writing, we must with the same speed and in... ve taken to writing we have entered a with Time and therefore we must remain ... Remember, therefore, that we must are times when for anyone to remain ...d. It is dangerous. It is almost criminal a tougher job than that. We live and make others happy when we are fighting. have begun writing we have shouldered a ... our equipment. To go on continuously burn our candle at both its ends. We have ... to feel and see. We have to march we write to fight we are a symbol of strength. Any ...stronger, least we forget, there aside as a pardonable weakness or a mistake. There are ... the young writers' is betrayal and a crime. ... them live. When we ... have got to

We have therefore to work to continue feeling and seeing ... When of military responsibility. Our vision should be clear and our sense of Respon... armed We have called ourselves progressive writers with a full sense of Responsibility and should not and w... thorough knowledge as to what we are and what we should be and should not ... when we have taken a stand we must know when and why.

A gigantic and overpowering cloud of mist has surrounded the masses. We the young writers too are with the masses. We are a part of them. We feel along with them and we suffer with them. We are just a limb of that body whom the reactionary forces of the world try to maim. It is the privilege and pride that is ours of being a limb of a body that suffres pain. Therefore, what we feel is pain and what we see is injustice.

It is not only our pride and privilege to feel pain and see injustice, It is all the more of our greatness. We write of pain and we talk of injustice. We the progressive writers alone have the vision to see it. We see it as no body ever before saw it. We understand and evaluate the old social order as none of your predecessors did it.

We should, therefore see through the jumble of traditions, taboos, and sentimentalism. We need not be apologatic about what we see. For reality is a reality It might be gruesome and shamefaced. Talking about reality we should not hesitate to put in as much bitterness and hatred in our writing as we feel, For, as long as we are healthy in

## To us - the young -

how vulgar,
bluntness and crudeness, no in a progressive
enough to say
What is most no matter how sho-
the surface. which persists to spread
our feelings, we should say it with all of Taste. We ought to be shamelessly
indescent, untasteful it might look on virginity
writing as the health of feelings and to express what we he
and clever and intelligent enough That is what we truth and truth is beauty; But is
cking it might be. Shocks !! Yes, to and degsout gutters, heaps of filth, people
decay. We want extinction of decay romandas. gangsters. pimps, prostitutes, and
frank and crudely exacting in our de as the society knows them and sees them
they say 'Have we not got enough of filth
They have been long talking are also with it ? For purity's sake spare Lite-
not reality also Truth ? So, therefore
living in them and like them - of be
drunkards and when we point the stale argument against too frank a writing. But
-mean vulgar, indescent, ugly the sake of it. Filth, because filth is reality, But
and dirt in life ? Why is also something more besides. It is also human - or
rarure and Art of appear in literature must have a purpose - and a
For example we write about a prostitute we do not hesitate
too ? filth she carries with her, The vulgarity and indese-
a pre all the indescency familiar, But what the society does not see, does not care
with the society is to see is the human elements in her character. The progressive
to see and often stitute - vulgar and indescent and says "Here is one whom you know
writer pai then he gives a shock by thursting his vision upon the unwilling society.
human too" says the progressive writer "she was human from the start - but you
ver her what she is now." That is in short the tone of a progressive writing.

—Dr. Jayant Khatri

# "નિસર્ગના નિર્મળ સાન્નિધ્યમાં જ આત્મધ્વની વિશ્વધ્વની બની રહેશે"

–જયંત ખત્રી.

છેલ્લા વરસની વાત છે જાણ્યું કે કેન્સર થયું છે. ડોક્ટર મિત્રે આશ્વાસન આપવાનો પ્રયત્ન કર્યો: 'મટી શકે, તમે સ્વસ્થ થઇ જશો...'

ડોક્ટરની ભાષામાં રહેલા સ્નેહનો સ્વીકાર કરીને દર્દીએ સસ્મિત કહ્યું હતું : 'ન મટે ડોક્ટર, હું નથી જાણતો ? વાર્તાકાર જયંત ખત્રી પોતે ડોક્ટર હતા તેથી એમ કહી શકેલા ? ના. એ સ્વસ્થ હતા માટે મૃત્યુને સમજપૂર્વક સ્વીકારવું, એ સ્વસ્થતાના વિકાસનું છેલ્લું પગથિયું છે. ડૉ. ખત્રી ત્યાં સુધી પહોંચી શકેલા. માણસો જાણે છે—સમજે છે છતાં સ્વીકાર કરતાં ડરે છે. ડૉ. ખત્રી નિર્ભય હતા. જે સામે આવ્યું એનાથી વિમુખ ન થયા, જીવ્યા, બાદબાકી વિના જીવ્યા.

એક કાળે આચાર–સંહિતાઓનું માર્ગદર્શન પણ બૌદ્ધિક અને સંવેદનાત્મક વિકાસ પછી એ પોતાનામાં ઊગતા વિચારોને જીવવા લાગ્યા પોતાના વિચારોને જીવવા માટે જરૂરી સહનશક્તિ કેળવતા ગયા. સાહિત્યની જેમ જીવનમાં પણ અંતરતમ લાગણીથી અભિવ્યક્તિ જ એમને ઇષ્ટ હતી. તેથી તો પૂર્વઋષિઓનું પુનરુચ્ચાર કરતા વ્યાપક સત્યને સ્થાને અનુભૂતિનું સત્ય એ ઝંખતા. એટલે કે એમને વ્યક્તિત્વ હતું.

"ડૉ. ખત્રી ચિત્રકાર હતા, ઝીણવટથી જોતા. પ્રકાશનું ગૌરવ કરતા પેલા સાતેય રંગોના ભોગે નહીં. દરેક રંગને આગવા અસ્તિત્વને સ્વીકારતા નિષેધમાં ન માનતા પ્રતિકારમાં જરૂર માનતા. કોઇ પણ પરિસ્થિતિનો પ્રતિકાર કરી શકતા, પોતાને સ્વતંત્ર રાખી શકતા. આમ તો એ વાસ્તવવાદી કહેવાય પણ પેલા આરંભિક વાસ્તવવાદીઓએ આખી દુનિયા લાવી આપવાનું વચન આપીને રુગ્ણાલય રજૂ કરેલું. ડૉ. ખત્રીએ એમ ન કરતાં રુગ્ણાલયમાં રહીને જગતને જોયું, એની વાસ્તવિક સત્તામાં જોયું. ૧૯૬૮માં સુન્દરમ્ અમદાવાદ આવેલા ત્યારે એમની આંખોમાં વરતાતી સ્વસ્થતા વિશે ઉમાશંકરે કહેલું થોડા દિવસ પછી શ્રી જયંતિ દલાલે ડૉ. ખત્રીના સંદર્ભમાં પણ એવું જ વચન કહેલું. ડોક્ટર કંઇ આધ્યાત્મિક સાધક ન હતા. પ્રવાહની વચ્ચે હતા, છતાં સ્વસ્થ હતા. એનો અર્થ એ થયો કે જે મેળવવાનું છે એ જીવનની બહાર નથી."

આઝાદીના આંદોલનને ઉપકારક થાય એવી પત્રિકાઓ એ પ્રગટ કરતા અને તે પણ એક ગોરા અમલદારની મોટરના ગેરેજમાં રહીને.

તેમની વતન તરફની ખેંચ ચાલુ જ રહી. વારંવાર લાગતું કે મારી દુનિયાથી હું દૂર ફેંકાયો છું આ કહેવાતા સુધરેલા સમાજમાં એ પોતાની જાતને સંડોવી શક્યા નહીં. આલેખન તો એનુંય સમભાવથી કર્યું છે પણ ત્યાં સ્વ–ભાવ શોધી શક્યા નહીં. દરિયાકિનારાના ખુલ્લા એકાંતમાં એમને પોતાનું જગત દુરથી દેખાયા કરતું, ક્યારેક સ્મૃતિમાં. એ માત્ર મનોરાજ્ય ન હતું, રચનાવૃત્તિની ઉત્સુકતા પણ એમાં હતી. વતનની તપ્ત ભૂમિ પર સુખી અને સ્વસ્થ સમાજનું દર્શન કરવું હતું. ઉપરાંત ડૉ. ખત્રી પોતે કુદરતી થવા માગતાં હતાં. નિસર્ગના નિર્મળ સાન્નિધ્યમાં જ આત્મધ્વનિ વિશ્વધ્વનિ બની શકશે એવું મનમાં ઠરી ગયું. હતું. તેથી મુંબઇ છોડીને કચ્છમાં પાછા ફરવાનો નિર્ણય કર્યો સંઘર્ષ એમના લોહીમાં હતો. નરી ભાવુકતાથી એમને સો ગાઉનું છેટું હતું એમની પ્રથમ છાપ ઊપસી આવે છે તે એક બૌદ્ધિકની છે, એક પ્રતિબદ્ધ (કમિટેડ) બૌદ્ધિકની. નવી પેઢી એમના તરફ આદરથી જુએ છે એનું મુખ્ય કારણ એ જ હશે.

આઝાદી પછી એમનું જાહેરજીવન શરૂ થયું રાજકારણને અંગત કારકિર્દી બનાવ્યા સિવાય એમણે ધંધાદારી રાજકારણ સામે પ્રજાકારણનું વ્યાપક બળ ઊભું કરવા પ્રયત્ન કર્યો. લોકશાહીમાં વિરોધપક્ષની અગત્ય તરફ પ્રજાનું ધ્યાન ખેંચ્યું, સત્તાધારી પક્ષની ક્ષતિઓ હિંમતપૂર્વક ચીંધી બતાવી. ૧૯૫૧માં માંડવી નગરપાલિકાની ચૂંટણી લડયા અને એમને મળેલા મતથી વિક્રમ સ્થપાયો. ૧૯૫૪થી '૬૦ સુધી નગરપાલિકાના ઉપપ્રમુખ રહ્યા. મૂડીવાદ અને સામંતયુગી માનસના એ પ્રખર વિરોધી હતા. કચ્છના સદ્ગત મહારાઓની પ્રતિમાના અનાવરણનો એમનો વિરોધ જાણીતો છે. તેજ અરસામાં ૬૨ માં એક સભામાં એ વ્યાખ્યાન આપી રહ્યા હતા ત્યારે થયેલા સશસ્ત્ર હુમલા સામે એ અડગ ઊભા હતા. એમનું વકતૃત્વ સહેજે ખંડિત થયું ન હતું. લખાતા અને બોલાતા શબ્દ પર સરખો અધિકાર હતો. સંગઠન શક્તિ પણ નોંધપાત્ર. નાવિક મંડળ અને પોર્ટ કામદાર યુનિયનના પ્રમુખ તરીકે શોષણ સામેની લડતમાં એ ખલાસીઓ અને અન્ય કામદારોને માર્ગદર્શન આપતા રહેલા. પોતે ઘસારો વેઠતા, કરજ કરવું પડે એટલી હદે. કરજને પહોંચી વળવા હયાતીમાં જ દવાખાનું વેચાયું.

એમની વાર્તાઓ આપણી પાસે છે. જુનાં સામયિકોમાંથી ચિત્રો પણ શોધી શકાય. પણ એમનો બોલાયેલો શબ્દ હવે નથી કે નથી કોઈ સૂની ક્ષણને ભરી દેતું એમનું દિલરુબાવાદન. અને એમને માત્ર તસ્વીર દ્વારા જોનારને એમની આંખોની ચમક તો યાદ આવશે જ. ૫૮-૫૯ વર્ષનું આયુષ્ય એ મધ્યાહ્ને સૂર્યાસ્ત જેવું તો ન કહેવાય પણ ૧૯૬૭ના ડિસેમ્બરના વિશ્વમાનવમાં છપાયેલી એમની છેલ્લી વાર્તા 'ડેડ એન્ડ' જોતાં સ્વસ્થતા નિષ્કંપ હતી. ડૉ. ખત્રી પાસે હજી વધુ અપેક્ષાઓ રાખવા માટે કારણો હતાં. એમણે જે આપ્યું છે એનું મૂલ્ય સ્વીકારનારને લાગતું હશે કે શક્તિઓના પ્રમાણમાં એમણે ઘણું ઓછું આપ્યું. પોતાના લેખન કરતાં ડૉ. જયંત ખત્રી મોટા હતા.

—રઘુવીર ચૌધરી

**ચાંદોં મેં મુસ્કરાતે રહે ઔર એક કારવાં ગુજર ગયા**

મુંબઈ ૧-૧૨-૬૭

પ્રિય ભાઈ નારાણ,

મારી સારવાર ચાલુ છે તબીઅત છે તેમ છે—એટલે કે સારી છે. હું એક પુસ્તક લખી રહ્યો છું તેના ૪૦ પાનાં લખાયાં છે.

ગઈકાલે ડાંગેને હું મળ્યો હતો. એણે અરણ માટે મારા કહેવાથી મોટર બાઈક ખરીદવાની મંજુરી આપી. મારે બોર્ડની મીટીંગમાં જવું હોય તો A.I.T.U.C. મારો વિમાનની મુસાફરીનો ખર્ચ આપશે. મારી સારવાર વિષે મેં શ્રી ડાંગેને વિગતવાર જણાવ્યું કે રોગનું મુળ હજી શોધ્યું મળતું નથી એની ચિંતા રહે છે ત્યારે એમણે કહ્યું કે **માત્ર થોડા જ દિવસોમાં મોસ્કો મારી સારવાર માટે જવાની તૈયારી થઈ શકશે,** મેં ના પાડી કે હમણાં અહીં મારી સારવાર સારી થાય છે. પણ છ અઠવાડિયા બાદ અહીંના ડોકટરો સલાહ આપશે તો જવાનું નક્કી કરું ત્યારે વિના વિલંબે મને ગોઠવાઈ કરી આપજો. એમણે કહ્યું **"જરૂર—અને વિના સંકોચે મને લખશો, મને તમારી ચિંતા છે. અને અવાર નવાર તમારી તબિયતની મને જાણ કરજો".**

મેં એમને કંડલા આવવાની જરૂરત સમજાવી. મેં કહ્યું કે, મેં ૧૨ મી ડીસેમ્બરથી ૧૪ સુધી મારા ડોકટરો પાસેથી રજા મેળવી છે તો એ અરસામાં આવો તો સારું. શકય હશે તો આવશે એવું એમણે જણાવ્યું. મારી હમણાં જેવી તબિઅત છે એવી હશે તો હું ૧૨ મી ડીસેમ્બરે ગાંધીધામ આવીશ ત્યારે ત્યાંથી વિગતવાર તને લખીશ.

(૧) તું પત્ર જ કેમ લખતો નથી. મારે કોઈવાર દવસ પસાર કરવો મુશ્કેલ લાગે છે, ત્યારે તારા—લીલુના પત્રો હોય તો રાહત મળે.

(૨) હું ગાંધીને હજી મળ્યો નથી.

(૩) ઠાકોરભાઈ તરફથી શા ખબર છે. બધું આઈટમેવાર મને વિગતે લખજે. આ પત્ર લીલુને વંચાવજે.

અને તું-લીલુ પત્ર લખજે.

સ્નેહાધીન

જયંત ખત્રી

પગથીનું નિશાન ચૂકયો. એણે કઠેડાને પકડી સમ-તોલપણું જાળવી લીધું. પહેલા માળના નળ પર રામજી મીસ્ત્રીની વહુએ એને જોઇ લાજ કાઢી. એકબે છોકરાંઓ એને જોઇ રમતાં રહી ગયાં અને એને ઓળખ્યાથી સામે જોઇ રહ્યાં બીજે માળ ગોપાળજી જોષી ચાલીમાંજ ઘીના દીવે પાઠ પૂજા કરી રહ્યા હતા. એમણે તો પૂજા શોભાવ્યા વગર એની સામે હસીને ડોકું ધુણાવ્યું.

આખરે વાલજી ત્રીજે માળ પહોંચ્યો. છેલ્લું પગથિયું ચઢતાં એનું મોઢું ફાટી ગયું. ગળામાંથી પરાણે એક અમાનુષી અવાજ નીકળી ગયો. કપાળ પરની આસમાની નસો ફાટફાટ થઇ રહી. એના મનમાં થયું કે અહીંજ બેસી જાઉં! એ વિચારેજ એને હસવું આવ્યું. હાંફતી છાતીએ ખુલ્લા મૂકેલા મોઢા પર સહેલાઈથી હાસ્ય આવી ગયું- પણ કેવું ફિક્કું અને દયામણું! એનાં થાકેલાં અંગો પર એણે જુલમ ગુજાર્યો. પાવડા જેવા હાથોથી કઠેડાનો આશરો લેતો લેતો એ આગળ ચાલ્યો. આખરે પેલા તુલસીના પાણી ઝરતા કૂંડા નીચે પહોંચ્યો ત્યારે સામેની પોતાની ઓરડીમાં નજર ફેંકતાં પહેલાં એણે છૂટકારાનો દમ લઇ, આંખો મીંચી અંધારાં ચારે તરફથી એના પર ધસી આવ્યાં, કાનમાં ભીષણ અવાજો થયા. ખોપરીમાં કોઇએ બેચાર હથોડા લગાવ્યાનું દુઃખ થયું. પણ આજના આનંદના પ્રમાણમાં આ દુઃખ શી વિસાતમાં હતું? એણે આંખો ખોલવા ફોગટ પ્રયત્ન કર્યો. આ સ્થિતિમાં એણે ઓરડીમાંથી કોઇ પુરૂષનો અવાજ સાંભળ્યો:

'જોને ગોમતી દુઃખ તો મને પણ થાય છે. પણ વાલજી આ હાલતમાં કેટલા દિવસ ટકી શકશે! પછી તારો કંઇ વિચાર કર્યો?'

વાલજી કઠેડો મૂકી અધખીલ્યા કમાડ આગળ આવ્યો. એની ઇચ્છા અંદર જવાની હતી પણ એને ફરી ચક્કર આવ્યાં.

'મારી વાત પર વિચાર કરજે. વાલજીનું મોત હું નથી ઇચ્છતો. તોય એ તો હવે આવવાનુંજ છે. ત્યારે મારા નાના પ્રેમજીની મા થઇ મારા ઘરને તારું કરી રહેજે. મારેય દુનિયામાં કોણ છે? વાલજી તો હવે થોડા દહાડાનો મહેમાન! બાકી રહી તું અને મારો દીકરો પ્રેમજી!'

વાલજીએ સાંભળી લીધું. કોઇક બીજી ભાવનાએ એના દિલમાં ફોગટનો બળવો જગાવ્યો. આજનો આનંદ એનો રાજા થઇ બેઠો. બીજા કોઇ ભાવ માટે અત્યારે સ્થાન નહોતું.

એણે કમાડ ખોલી નાખ્યું અને અંદરની સાદડી પર ફસડાઇ પડયો. ગોમતીએ એની લાજ કાઢી. ગોપાળ-એના મિત્રે એને પકડી લીધો.

'પણ તું એકલો કેમ આવ્યો?'

'હું આવતી કાલે સવારના તો પુરી લઈ આવવાની હતી!' ગોમતી બોલી. 'આટલી ઉતાવળ શું હતી?'

જવાબમાં વાલજી માત્ર હસ્યો. એ હાસ્ય દૂબળું, ફિક્કું તોય તાઝગીભર્યું હતું. એ જોઇ ગોમતીને થોડી ટાઢક વળી. 'કંઇક તો સારા છે.'

પછી ત્રણે સાથે બેસીને ચાહ પીધી. મોસં-બીનો રસ નીચોવતા ગોમતીના બન્ને હાથો પરની બંગડીઓ મીઠું રણકી રહી હતી. ત્યાં બન્ને પુરુષોનું ધ્યાન ખેંચાયું. ગોપાળને બીજીજ પળે પોતાની જાત પર તિરસ્કાર આવ્યો. એણે પાછું ફરી વાલજી તરફ જોયું અને એને ખભે વહાલથી હાથ મૂકયો. પણ વાલજીની ચકોર નજરે મોસંબીના રસમાં આંસુનું એક ટીપું ભળી જતું જોઈ લીધું. એ ગોપાળ તરફ જોઇને ધીમું હસ્યો. આજ એના મોઢા પર હાસ્ય ન હોય તો બીજું શું હોઇ શકે?

વાલજીના આગ્રહને વશ થઇ ગોપાળ પણ એ રાતે ત્યાંજ જમ્યો. ગોપાળ એની તબિયતના ખબર પૂછતાં પૂછતાં રહી ગયો. એને એમ થયું કે રખે ગોમતી એનો અવળો અર્થ કરે. અને

# લોહીનું ટીપું

એ દિવસ આષાઢનો મેઘ વરસી ગયા પછી આકાશ ખુલ્યું નહોતું, તોય બહુ ઘેરાયલું ય નહોતું, પૂનમની અંધારી રાત હતી. ક્યારેક કાળા વાદળાં ચંદ્રને આવરી લેતાં, ક્યારેક આંખે આંસુઓ ઉભરાય એમ ધૂમસ જેવાં વાદળ ચંદ્ર આડે ફરી વળી એને ઢુબની દેતાં.

શાન્ત ચુપકીભરી અને ગંભીર એવી મેઘલી રાત હતી. તો ય બેચરને ઊંઘ ન આવી–એનું એને દુઃખ ન થયું! પણ ક્યારે ય નહિ અને આજે એ જિંદગીનો હિસાબ ગણવા બેઠો: ગણતરી કરતાં એ ઉશ્કેરાઈ ગયો. એનું મન એના કાબૂ બહાર ચાલ્યું ગયું. વિચારોએ એને ફસાવી દીધો.

અને એ કોઠથી ફસાય અથવા દબાય એવી વ્યક્તિ નહોતી–એના વ્યક્તિત્વમાં ભઠ્ઠીના અંગાર અને લોઢાંની કઠણાઈ હતાં.

એ જેલમાંથી છૂટીને આવતો હતો.

એની ગણતરી આગળ ચાલી, ...પછી એ પરણ્યો–એતો જાણે ઠીક! પણ એનો બાપ કુટો-કુટીને વખતે મરી ગયો, અને તાબડતોબડ એના ઘર પર જપ્તિ આવી. એના બાપનું કરજ એ ન જ ચૂકવી શક્યો. એનાં ખોરડાં, એની લુહારની ભઠ્ઠી જપ્તીમાં તણાઈ ગયાં. સત્તરમે વરસે એણે પહેલી વાર દારૂ પીધો. વીસ વરસે પહેલી જ જાણવા જોગ મોટી ધાડ પાડી અને આબાદ છટકી ગયો. અઠ્ઠાવીસમે વરસે પહેલી વાર જેલમાં ગયો. છત્રી-સમે વરસે જેઠુભાને એણે માર્યો જેઠુભા એને પગે આળોટવા, કરગરવા લાગ્યો ત્યારે એ ગામના ધણી પર એને અનહદ તિરસ્કાર ઉપજ્યો. એનું ખૂન કરવા નીકળેલો બેચર એનું નાક કાપી પાછો ફર્યો ત્યાર પછી લુહારનો ધંધો પાછો શરૂ કર્યો.

અને ચાર વરસ નીકળી ગયાં! એનો છોકરો બારેક વરસનો થયો–છોકરી ય હવે ઓઢણું પહેરવા જેવડી થઈ. એક દહાડો જૂના જોડીદારે એને કહ્યું:

'બેચર–આ–આ મોકો ફરી નહિ મળે વાણિયાએ ચોરીનો માલ વેચાતો લીધો છે. અને તાલુકાનું થાણું ચૂકી જવા નાળને રસ્તેથી આવશે. સાથે એક ભીમો ખવાસ જ હશે.' એણે ખૂંખારો ખાઈ ગળું સાફ કર્યું: 'આ મોકો ચૂકવા જેવો નથી!'

પણ બેચરે ઘસીને ના પાડી દીધી 'હવે કોઈ દહાડો નહિ!'

'બેચર!' એના જોડીદારે કહ્યું 'આજે–આજે આ હાથોમાં પહેલાં હતી એવી તાકાત નથી, નહિ તો હું તને કહેવા ઊભો રહું એવો નથી! હું તારા હાથ ફક્ત માગું છું. બીજું બધું હું ગોઠવી લઈશ. મારી ગોઠવણમાં કંઈક ચૂક રહી જાય તો ય હું તને છૂટો જ મેલીશ. હું–હું ફક્ત તારા હાથ જ માગું છું! આમ કરગરતાં મને શરમ તો આવે છે પણ કરું શું? તું આમે ય કમાઈ ખાય છે. મારી નસોમાં આવા ધંધાનું લોહી વહેતું નથી. અને મારે ઘેર ખખડતાં ખાલી હાંડલાં મારે પાછાં ભરી દેવાં છે–મારું ગમે તે થાય–મારું ગમે તે થાય, સમજ્યો?'

'બેચર ચુપ રહ્યો. ભઠ્ઠીમાં મૂકેલો લોઢાનો સળીઓ આખો લાલ થઈ ગયો.

સાતેક વરસે ફરી પાછો બેચરે દારૂ પીધો. જાણે કોઈ દહાડો દારૂ પીધો જ નહોતો–'હં!-હં! હા–હા–હા!' કહેતાં એણે એના જોડીદારને ગળે હાથ નાખ્યો.

'હા–કનૈયાએ વેપાર શરૂ કર્યો છે !'

'વેપાર ? વેપાર ? શાનો વેપાર ? લુહારનો દીકરો વેપાર કરે ? એ હરામખોર, ચોર, પાજી–'

'શા માટે એને ભાંડો છો ? જરા તમારી પીઠને તો ચકાસી જુઓ. તમારા કરતાં–'

બેચર ઊઠીને ઊભો થઇ ગયો. એની આંખોમાં પાછી ભઠ્ઠી સળગી ઊઠી.

'હું જ ચોર અને હું જ હરામખોર છું ને? તને આજે ખબર પડી ! તો શા માટે ધક્કા ખાય છે અહીં ? જાને, બીજો ભાયડો શોધી લે!'

'શું બોલ્યા ?' કહેતાં એ બેઠી ને બેઠી ટટ્ટાર થઇ ગઇ. 'બોલો તો ખરા બીજી વખત ? આ જીભે કીડા પડશે હો !'

બેચર શરમાઇને નીચું જોઇ ગયો. 'હું–હું' એનાથી વધારે બોલાયું નહિ. 'તું શા માટે મને ઉશ્કેરે છે ?'

થોડીવાર બેમાંથી કોઇ કંઇ બોલ્યું નહિ. એની પત્ની ઊઠીને ઊભી થઇ. 'હું જઇશ–અને તમારા છોકરાને બરાબર જાળવીશ, સમજ્યા ? પણ તમે બહાર નીકળો ત્યારે મિજાજને કાબૂમાં રાખજો ! મારાથી વધારે કહેવાય તેમ નથી.'

એણે બહાર નીકળતું ડૂસકું રોક્યું તે બેચરે જોઇ લીધું. એ એમ જ બેસી રહ્યો. ઝીણી અને ઊંચી, હળવા પણ ચોક્કસ પગલે બહાર નીકળતી એને એ જોઇ રહ્યો.

પાછળ જરા વાર શ્રમથી હાંફતા વાતાવરણમાં માદક સુસ્તી આવી જતી.

બેચર ધર્મશાળામાંથી બહાર નીકળ્યો. એ વખતે આકાશ સ્વચ્છ દેખાયું. આંબલી ઘેરું ઘેરું બોલી રહી હતી અને દૂર ઊભરાતી નદીની ઘેરણ જીવાની ઘૂઘવી રહી હતી.

અહીં દરેક ગાડાં બે દિવસથી નદી રસ્તો આપે એની રાહ જોતાં પડ્યાં હતાં. પણ નદી તો હજી બન્ને કાંઠે ઊભરાતી જતી હતી. આજે તો ટપાલનું ઊંટ પણ જઈ શક્યું નહોતું.

અહીં ચિત્રવિચિત્ર માણસો ધર્મશાળામાં પડ્યાં હતાં. એક બ્રાહ્મણ કુટુંબ, ખવાસ, સાસરે જતી એક કોડીલી વાણિયણ, ખેડૂતો અને બેપવા. અને હવે ટપાલ પણ અટકી પડી હતી.

અને નદીએ સાંજના તો માઝા મૂકી. જમણી મેરની ભેખડને કૂદી જઈ, સામેના કણબીની વાડીમાં એ પેઠી અને જુવારના વાવેતરની ઘાણ વાળી નાખી.

પણ એ સાંજના એક છોડી આવી – એક કુંભારણ ! બે ગાઉ પરથી એ ચાલીને આવી હતી: નદી ઓળંગવાની સૌ કરતાં એને વધારે ઉતાવળ હતી. રાત પડવા આવી ત્યારે હજી ય નદીને ઊભ-રાતી જોઈ પીપળાના ઓટલા આગળ એ રડી પડી. બેચરે એને જોઇ. એ એની સાથે જઈ બેઠો. શું બોલવું એની પાસે? તે એને આશ્વાસન [illegible] અને એ છોડીએ તો રડ્યા જ કર્યું.

માથાની પાઘડી હેઠી પાડી, એનું ઓશીકું કરી, એ લાંબો થઈ પડ્યો.

પડતાં એણે ઊંઘવાનો પ્રયત્ન કર્યો. ધર્મશાળાની બધી બત્તીઓ ઓલવાઈ. અંધારું જામી પડ્યું. તોય બેચર ઠાલી આંખે અંધારાંને જોતો રહ્યો. એને બહુ નિરાંત મળી હતી. શરુમાં એના વિચારો એને બહુ સતાવ્યો નહિ. પણ એ વિચારોએ એને આખરે ઉશ્કેરાટની હદ સુધી લઈ ગયા. ત્યારે રાત બહુ આગળ વધી ગઈ હતી. બેચરની બેચેનીય એમ વધી પડી. એણે બેત્રણ બીડીઓ સળગાવી નાખી. એની વિશાળ છાતીમાં ગરમી ફરી વળી અને માથું ભારે થઈ ગયું.

બેચર બહાર નીકળ્યો.

એક તો એ આષાઢ મહિનો, આષાઢનો ભાર ઝીલીને ગર્ભવતી બનેલી મસ્ત ધરતી, અને હવાએ ફૂંકાતાં કાળાં ધોળાં વાદળોની પાછળ લપાતો છુપાતો પુનેમનો ચંદ્ર! એ પવન, એ અંધારાં અજવાળાં — એની નીચે એ ગર્ભકાળ ભોગવતી ધરતી વારે ઘડીએ મિજાજ બદલે જતી હતી! હૂંફમાં ફક્ત પડી રહેવું ગમે એવી વાતાવરણમાં ઠંડી સુરતી ભરી હતી!

બેચર પગથિયાંની પાળને પકડી જરા ઊભો રહ્યો એની નજર ઠાલી ઠાલી બધે ફરી વળી. પવનની ઠંડી લહેરીઓએ એની આંખો બંધ કરી દીધી.

એ માથું સુરતીથી ઝૂકી પડ્યું અને આંખો જરા ખૂલી ગઈ ત્યારે બેચરે જોયું કે બાજુની ફરસબંધી પર કોઈક નિરાંતે સૂતું હતું!

અને એને ભાન થયું કે એ હલિમા હતી ત્યારે એક હાથ તો એને ગભરાટ જેવું કંઈક થયું અને એણે માથું ફેરવી લીધું. પણ એ ગાયબી હકીકત હતી! એણે ધીર રૂપના નિશ્ચય અને સચોટતાથી એ તરફ જોયું.

બેચરને કોશીશ કરવી હતી. એને એની ઓઢણી ફાડી અને પેટ પરથી ખસેડી નાખી હતી. અને — બાપ રે! એની ચોળીનું ક્યાં ઠેકાણું હતું! જરીના દોરાથી લટકતું, સોનાના એકજ મણકાવાળું, મોટું, ચોરસ, રૂપાનું માદળિયું ઊંચી અને હફતી, ખુલ્લી છાતીપર હિલોળી રહ્યું હતું!

આ વખતે બેચર એને જોઈ જ રહ્યો. જોતાં એની નજર ધરાઈ જ નહિ. ધીમે ધીમે એના વિચારો ઊડી ગયા. એને કશાનું ભાન ન રહ્યું.

હલિમા હજી હાલી નહોતી. એક લાંબા પડેલા પગ પર બીજો ઊભો નાખેલો પગ નમી પડયો હતો. જમણા હાથની આંગળીઓ હોઠને અડું અડું કરતી ગાલ પર રહી ગઈ હતી અને ડાબો હાથ સાપ જેવો વળાંક લઈ એની બાજુમાં પડયો હતો.

બેચર પોતાની આંખોમાં ગુમાઈ ગયો. થોડી વાર તો એણે દુનિયામાં પોતા સિવાય બીજા કોઈને નહિ જોયા. અને પળો ઊડવા લાગી એની આંખો મીંચાઈ ગઈ એનું ભાન પાછું ફર્યું.

અને ફરી એ આંખો પાછી ઊઘડી ત્યારે એનો રંગ અને ચહેરાની કરચલીઓ બદલાઈ ગયાં હતાં! સાડાપાંચ વરસની ભૂખ સળવળી ઊઠી!

એ રૂપ—એ જુવાની અને આષાઢી રાતની આ અમૂલ્ય પળ!

વાતાવરણ ભાવનાની અતિશયતાની મસ્તીથી ભર્યું હતું. અને એ નજર પાછી હલિમા પર ફરી ગઇ ત્યારે એના આખા શરીરે ઝણઝણાટી ફરી વળી. એની નજરનો એ ગુલામ બની ગયો.

પથ્થરના ઉશીકા પરથી હલિમાનું બદન પાણીના રેલા જેવું વહેતું પડ્યું હતું–એ બિડાયલી કુમળી આંખો–એ રંગીલા હોઠ અને એ... બેચરની રાક્ષસી કાયા તંગ બનીને એની વટ તોળાઇ રહી.

બેચરના સ્વભાવમાં મૂળથી જ ચોરની કાર્યદક્ષતા અને ધાડપાડુની દૃઢતા હતાં. એ ક્યારે ય અચકાઇને પાછો નહિ ફરતો.

પળો પાછી ઊડવા લાગી અને બેચર એમ જ ઊભો રહ્યો.

પાસેની આંબલી ધીમું ધીમું બોલી રહી હતી. વાદળાં પાછળથી ચંદ્ર હજી બહાર નીકળ્યો નહોતો–બધું બરાબર હતું. વાતાવરણ પોતાની મસ્તીમાં ગુલતાન હતું.

પણ બેચરને કશુંક થઇ ગયું હતું! એની ઇચ્છા આ બાજુ ય નહિ અને તે બાજુ ય નહિ, એમની એમ, મૃતપ્રાય થાજી ગઇ હતી.

કોઇ એકબે જણ જોઇ જાય એની એને ક્યાં પરવાહ હતી? ઇષ્ટ–અનિષ્ટ વચ્ચે એણે ભેદ નહિ તો પારખ્યો–કે પારખ્યો હતો?

બેચરને હવે વિચાર આવ્યો કે એને ત્યારે કોણ અથવા શું રોકી રહ્યું હતું?-પણ એને ધડકતું ય કોઇ નહોતું! આ શું? આ કેવી વિચિત્ર મનોદશા? એને કશુંક થયું તો નહોતું? બેચરે ફરી અને ફરી હલિમા પર નજર ફેરવી. એ નાદાનને કશું ભાન નહોતું–એ એમ જ પડી હતી. અને એ એક ઉદ્‌ગાર સુદ્ધાં બહાર નહિ કાઢી શકે. બેચરને ફરી હસવું આવ્યું અને ફરી એ ઇચ્છાએ જોર પકડવાનું કર્યું.–!

ચંદ્ર હવે વાદળમાંથી બહાર પડ્યો, અને આંબલીએ એની ઘટાની કેશવાળી હલાવી હુંકાર કર્યો.

બેચર પરાણે એના હોઠ પર ગંદું હાસ્ય લાવ્યો. પણ અરધો નીચો નમી એ અટકી ગયો. બાપ રે! એ હાંફતી છાતીઃ એની ઉપર કોઇ હાલતી ડાળીએ પારેવડું ઝૂલે એમ ઝોલાં ખાતું પેલું માદળીયું! કેટલું સુંદર, કોમળ અને નિર્મળ! એ આખો નીચો નમશે અને એ સૌંદર્ય હમણાં ભૂંસાઇ જશે!

એ અરધા નીચા નમેલા ચોરની આંખ ફરી ઠાલી થઇ ગઇ–અને ફરી પાછી ભરાઇ ગઇ. એને કશાકની બીક લાગી. એ સીધો થઇ ગયો! એના સ્નાયુઓ શિથિલ પડ્યા અને મોઢાંની કરચલીઓ ખુલી ગઇ. એણે મોઢું ફેરવીને ઊંચે લીધું–બહુ ઊંચે! આંબલીની ઘટા પરથી ઊડી જઇને એની નજર દૂર, પેલાં વેરાતાં અને વિખરાતાં વાદળોથીય દૂર, ચંદ્ર, તારા અને નક્ષત્રોની તેજ ટપકીઓને અડતી અડતી, વિસ્તાર પામતી ક્યાંની ક્યાં ગુમાઇ ગઇ! અને એ નજરની આડે બધે પેલા અબલખ પારેવડાં જેવું હિલોળા ખાતું માદળિયું ફરી વળતું! બેચરના મનમાં એ ત્રિલોકના સૌંદર્યની પરાકાષ્ઠાનો આનંદ ફરી વળ્યો.

જાણે કશુંક બનવા પામ્યું હતું–ક્યારનું ય બની ગયું હતું એનું એને ભાન થયું. એણે એક નિઃશ્વાસ છોડ્યો.

એણે ચાલ્યા જવાનું કર્યું અને પાછા ફરતાં એને એક વિચાર આવ્યો. એણે ધીમે રહીને, કશા ક્ષોભ વગર, હલિમાની ઓઢણીનો છેડો ઊંચકી એની છાતી પર ઢાંકી દીધો. એ દ્રશ્ય જોવાની હવે એને કશી જરૂર નહોતી એના મનની આંખ હજી હિલોળતી હતી!

હલિમાં એની ઓઢણીના સ્પર્શ માત્રથી જાગી ગઇ અને ચમકીને બેઠી થઈ ગઇ–'ઓ!–હાય!'

બેચર હસતે મોઢે એની સામે જોઇ રહ્યો.

બેચરને આંચકો લાગ્યો હોય એમ એણે પાછળ ફરીને હલિમાની આંખોમાં જોયું.–એ આંખોમાં કેટલું બધું ઊંડું પેસી ગયેલું અને ઠરીઠામ બેઠેલું દુઃખ ભર્યું હતું તો ય એ મુખથી બોલી જવાયું :

'હેં! કાઢી મૂકી? પણ છો તો આવી ફૂટડી!'

'હા–અને ચાલાક પણ છું! એ જ તો મારી કમનસીબી છે? હું સ્વભાવે જ હસમુખી રહી, અને માણસનું મન છે તો કો'ક દહાડો વધારે ઊભરાઇ જાય, ત્યારે હસું હસું ય થઇ જવાય! મારે સાસરીએ અને પીયરિયે બધે ય ગરીબી અને કમ સીબી છે. મનને એમ થાય કે મારી જાતને સારે કાબૂમાં રાખવી જોઇએ. નહિ તો ગમે તેમ ધારી લેશે, અને લોકોની જીભે કંઇ તાળાં દેવાય છે? પણ–પણ–' કહેતાં હલિમાની આંખે આંસુ ઊભરાયાં 'પણ હું મારી જાતની ય વેરણ નીવડી. અને સાસરિયું છોડવું પડયું! લોકોએ કંઇની કંઇ વાતો જોડી કાઢી. મને બીક હતી અને બન્યું પણ એમ જ! મારા સ્વભાવે મને દગો દીધો. મારો ધણી છંછેડાઇ પડયો. ત્યારે હું હસી રહી! એણે મને લાત મારીને બહાર કાઢી–હું–હું છું જ અભાગણી!'

બેચરનું મને ય દુભાઈ ગયું. ત્યાં તો એ એ સામે કાંઠે પહોંચ્યાં. બેચર કૂદકો મારીને નીચો ઊતર્યો અને પાછળ હલિમા ય કૂદી પડી.

'ધ્યાન રાખજે હો! ઓલી પારથી જજે. ત્યાંની માટીમાં ઘરચુ છે!'

ભેખડ ચડી જતાં એ ગામ નજરને ભેટી પડયું.

'એ જો, પેલું ફળિયું અને એ પેલી ઊંચી આંબલીવાળું મારું ઘર!' બેચરથી પરાણે હસી જવાયું. 'સાડાપાંચ વરસે ઘેર પગલાં કરું છું હો!'

'એમ?–પરદેશ ખેડવા ગયા હતા?'

'નહિ–' બેચરે કહ્યું! જેલમાં ગયો હતો! હેં હા–હા–હા...?' એ ટીખળમાં, જોરથી, ખરબચડું હસી પડયો પણ બીજી પળે એના સ્વભાવની મશ્કરી મરી ગઇ. એ ધીમો પડી જઇ હલિમાની લગોલગ ચાલવા લાગ્યો. એના ચહેરા પર પાછી કરચલીઓ ચઢી ગઇ.

'હું ચોર છું–સમજી! મારી બીક તો નથી લાગતી ને?'

'બીક કોની–તમારી બેચર કાકા?'

હલિમાએ આખો ભરીને બેચર પર ઢાલવી. 'મારે મન તમે ચોર નથી!' અને એ થોડુંક દયામણું અને ફિક્કું હસી પણ ખરી. આખી સવારમાં એ પહેલું જ હસી હતી. બેચરનું મન આનંદથી ભરાઇ ગયું. એ જોરથી હસી પડયો.

'ચોર તો છું–અવલ નંબરનો–સમજી?'

ત્યાં તો એનું ઘર આવ્યું. ડેલીના દરવાજા ખુલ્લા હતા. બેચરે જોયું તો આંગણામાં એક ઘોડો બાંધ્યો હતો.

'લે–આ શું?' એણે કહ્યું 'મારા આંગણામાં આ ઘોડો?–મારી ગેરહાજરીમાં અહિં બાદશાહી આવી બેઠી લાગે છે!'

એનો અવાજ સાંભળીને ઘરવાળી ઓસરીને દરવાજે દોડી આવી! 'તમે જ?' એણે કહ્યું 'મને થયું કે એ તમારોજ અવાજ હતો!' બેચર છલાંગ મારીને ઓટલો ચઢી ગયો. અને ઘરવાળીની છેક નજીક એની સામે આવીને ઊભો.

'હું દેખાય છે તો મજાહમાં! અહિં શું અમનચમન ચાલે છે? આ ઘોડો કોનો છે?'

હલિમા ચુપચાપ બેચરની પાછળ આવીને ઊભી રહી.

ઘરવાળી હસી પડી.

'કનૈયાનો ઘોડો છે—એય હમણાંજ નદી પાર કરીને આવ્યો. તમને ઓલી પાર ધર્મશાળામાં ભેટ્યો નહિ?'

'પણ છે કયાં એ ગધેડો?' બેચર અધીરો બન્યો.

'એ જમે રસોડામાં!'

ત્યાં તો કનૈયો રસોડામાંથી હસતો હસતો બહાર નીકળ્યો. 'આ રહ્યો ને!'

બહાર નીકળતાંજ એની નજર બેચર પાછળ ઊભી રહેલી હલિમા પર ચોંટી ગઇ, એનું હાસ્ય એમનું એમ થીજી ગયું અને આંખો ફાટી ગઇ!

હલિમા એક ઓચિંતી ચીસ પાડી બેચરની બાજુમાં લપાતી એના હાથને બાઝી પડી. એના હાથમાંથી લુગડાંની પોટલી પડી ગઇ, અને ભીનાં કપડાં વેરાઇ જઈ, અધૂરા ધોવાયલા લોહીના ડાઘ ખુલ્લા પડી ગયા! બેચરની નજર એ કપડાં પર પડી. ચોરની ચપળતાથી એણે માથું ફેરવ્યું અને જોયું તો કનૈયાની નજરેય ત્યાં ચોંટી ગઇ હતી! એણે એ પણ જોયું કે કનૈયાએ રેશમનું ખમીસ પહેર્યું હતું, એક વીંટી હતી અને એની ટચલી આંગળી કપાયેલી હતી.

બેચરના દાંત જોરથી ભીડાઇ ગયા 'સા... લંપટ, પાજી, શયતાન!!' એને કોઇ અટકાવે, ઘરવાળી વચમાં પડે, તે પહેલાં એણે હાથ ઊંચક્યો. અને એ હાથ હેઠો ઊતર્યો ત્યારે એક ભયંકર અવાજ થયો બીજા અવાજે કનૈયો હેઠો પડ્યો અને એના મોઢામાથી લોહી વહેવા લાગ્યું!

'અરે! આ તમે શું કર્યું? તમે તે લોહીની ભૂખ લઇને પાછા આવ્યા છો કે શું?' કહેતી ઘરવાળી હેઠા પડેલા કનૈયા પર, આષાઢના મેઘ ધરતી પર નીચા નમે એમ, નીચી વળી. 'એણે એવડો તે શું ગુનો કર્યો તમારો?'

બેચરે ઘરવાળીનો હાથ પકડીને આંચકા સાથે દૂર ધકેલી.

'મને પૂછે છે?-પૂછને એ સૂવર ને?'

કનૈયો લોહીનીતરતા મોંએ ઊઠીને ઊભો થયો અને ઓસરીને દરવાજે દોટ મૂકી. એને પકડવા કૂદતા બેચરને આડે ફરેલી હલિમા એના પગમાં ઠોકરાઇ ગઇ! રડતી રડતી એના પગને બાઝી પડી:

'નહિ—નહિ! એને જવાદો કાકા!'

'ચુપ!' બેચરે એક આંચકે એના હાથોમાંથી પોતાનો પગ છોડાવ્યો 'મને કાકા કે' માં!'

'સાડા પાંચ વરસે પાછા ફર્યા અને—' એની ઘરવાળીની આંખમાંથી આંસુના રેલા વહી નીકળ્યા, એનો અવાજ બેસી ગયો 'અને આ રતન જેવા છોકરાને...'

'રતન જેવો?' બેચર ત્રાડુક્યો.

'આ આને જો—આ ફૂલની કળી જેવી છોકરીની લાજ લૂંટનાર—એ એ લંપટ કોનો છોકરો છે? કહે તો ખરી, એ કોના લોહીનું ટીપું છે?'

બેચરથી કહેતાં તો કહેવાઇ જવાયું. પછી એ મનમાં જ બબડ્યો 'કોના લોહીનું ટીપું?' અને એની આંખ આડે આષાઢના મેઘ ફરી વળ્યા. એ ખુન્નસભરેલી આંખ એક પળમાં હાલી થઇ ગઇ. એના ચહેરા પરથી કરચલીઓની હવા ઊડી ગઇ. એની આંખ આડે પેલું સૌંદર્યદર્શન આવી ઊભું—એ ફૂંકાતો પવન, રસીલી મેઘલી રાત, પેલી ઝૂલતી ડાળી પર હિલોળતાં પારેવડાં જેવું માદળિયું અને એ—ગુમાઇ જવાનું મન થાય એવી-નિરાંતભરી ગોકળાશ!

બેચર ધબ દઇને બેસી ગયો જે આંખની કીકી આડે કોઇ દહાડો આંસુ નહોતાં ઊભરાયાં ત્યાં ત્યાં આજે ઝળઝળિયાં આવી ગયાં.

ઘરવાળી એની બાજુમાં બેસી ગઇ અને એના માથાના બરછટ વાળમાં આંગળીઓ ભેરવી ધીમું બોલી:

'હુંય પૂછું છું તમને, એ કોના લોહીનું ટીપું છે?'

# ધાડની કાવ્યમયતા

— યશવન્ત શુક્લ

: નું મનનીય મૂલ્યાંકન

સ્વ. ડૉ. જયંત ખત્રીની વાર્તાસૃષ્ટિમાંથી 'સંસ્મૃતિ' માટે મેં 'ધાડ'ની પસંદગી એટલા માટે કરી છે કે ખત્રીની નવલિકાઓની ઘણી બધી લાક્ષણિકતાઓ તે ધરાવે છે. એમની ઉત્તમ વાર્તાઓ પૈકીની તે એક છે, જોકે હું એને એમની સર્વોત્તમ વાર્તા નહિ કહું.

'ધાડ'માં કચ્છનો રણપ્રદેશ કેવળ પશ્ચાદ્ભૂ પૂરો પાડતો નથી. તે સ્વયં વાર્તાનું પાત્ર બનીને આવે છે. ખત્રીએ એનું પાત્રત્વ બરાબર સિદ્ધ કરી આપ્યું છે. વાર્તાનો ધાડપાડુ શેલો વાર્તાના પ્રોટેગોનિસ્ટ પ્રાણજીવનને કહે છે કે,

> "તને ખબર છે મેં તને એક વાર કહ્યું હતુ કે અમે રણમાં રહેવાવાળાઓની જિંદગીનો ભેદ હું તને એકવાર બતાવીશ. આ સૂકી, વેરાન, જાકારો દેતી ધરતી પર અમે કેવી કાબેલિયતથી જીવીએ છીએ; અમારી તાકાત, અમારી બુધ્ધિ, અમારી માટી, ઢેફાં, રણ. ઝાંખરાં, ધૂળ અને વંટોળિયાવાળી ધરતીની ઘણી વાતો મેં તારી પાસે કરી છે."

ખત્રી પણ વાર્તાનો પ્રાકૃતિક પરિવેશ નાયકને ઘડીભર ભૂલવા દેતા નથી. વાર્તામાંની અનેક ઉક્તિઓ એની સાહેદી પૂરશે.

> દરિયાનાં પાણીએ ઊતરી ગયાં હતાં ઉત્તરનો પવન વાતો બંધ પડ્યો હતો. દરિયાની સપાટી ધીમું હાંફી રહી હતી. (પૃ. ૧)

> ત્યાં એવી વાંઝણી ધરતી હતી કે એની છાતીમાથી કોઇ દહાડો ધાવણ આવતું જ નહિ. ધૂળ, વંટોળિયા, ટાઢ, તડકો, કાંટા, ઝાંખરા અને નિઃસીમ મેદાનો.. (પૃ.૩)

> આ જાકારો દેતી ધરતી પર જીવન સમાધિસ્થ થઇ બેઠું હતું. દિવસે અને રાતે આકાશની એકધારી બદલાતી કંટાળાભરી ક્રિયા અને બેફામ દોટ મૂકતો પવન—એ જ ફક્ત જીવનનાં અહીં પ્રતીક હતાં. બાકી અહીંની ધરતીનું જીવન તો મુરઝાઇ ગયું હતું. (પૃ. ૫)

> વૈશાખના બપોર સૂકી ધરતીને તાવી રહ્યાં હતા, રણનાં મેદાનો પરથી વાતો આવતો ઝંઝાવાતી પવન ધૂળના વંટોળિયાને ડુંગરાની ધાર પર ધકેલી રહ્યો હતો, (પૃ.૫)

> આ ધરતી પર, મને વિચાર આવ્યો કે હિંસાનું કોઇ મહત્વ નહતું. એક ઉંદર મરે, એક ઊંટ મરે, એક માનવી મરે, રણના અસીમ વિસ્તાર પર કોઇ પાણીની તરસથી મરી જાય તો ખુદ ઇશ્વર આ સ્થળે એની નોંધ લેતો નથી (પૃ ૧૩)

> આ સૂકી નિઃસત્વ અને નિર્વીર્ય ધરતી પર પ્રકૃતિ બેફામ બનીને દુશ્મની આદરી રહી હતી અને એ વચ્ચે માનવીએ તાકાતથી જીવવાનું હતુ. (પૃ. ૧૪)

> આ રણ કાંઠાના વિસ્તારમાં..... ચોમાસામાં હોશભેર વહેતા પાણીના ધોધ રણના વિશાળ મેદાનમાં ટૂંપાઇ જઇ મૃત્યુ પામતાં મેં જોયા છે જ્યા સ્વયં સંજીવની પર મૃત્યુનો બળાત્કાર થઇ શકે ત્યાં બધું જ શક્ય હોઇ શકે છે. (પૃ. ૧૬)

બપોરે ભયંકર પવન વહાવો શરૂ થયો. કાંટાળા છોડવાઓની આજુબાજુની બખોલોમાંથી નોળિયા, ઉંદર અને સાપ નાસભાગ કરી રહ્યા હતા. ધૂળના રજકણોએ ઉપર ઊંચકાઈ ઊંચકાઇ આકાશને મેલું કરી દીધું હતું.

ઉઝરડા પડેલી, ખંડિત ધરતીના દેહની મોકળાશ પર મેં ફરી મારું પ્રયાણ આદર્યું. (પૃ. ૩૪)

કહેવાની જરૂર ખરી કે પ્રકૃતિ સાથેની તન્મયતાએ અભિવ્યક્તિનું કાવ્ય સર્જ્યું છે? ખત્રીની વાર્તામાં વાતાવરણનો નગદ સ્પર્શ થાય છે, જેમ આ વાર્તાના પ્રાણજીવનને 'આગળીથી અડવાનું મન થાય એવાં ઘટ્ટ અને નક્કર અંધારાં' ઘેરી વળે છે તેમ.

એકોલોજીએ જાણેકે પાત્રોને ચોક્કસ પરિસ્થિતિમાં અને સ્વભાવલયમાં મુકી આપ્યાં છે. ધાડ પાડીને ઉપલક રીતે એક પ્રકારનું નિરાંતવું જીવન જીવતો લાગતો ઘેલો પ્રાણજીવનની ઇર્ષાનો વિષય બની શકેઃ ઘેલાને ચાર ચાર ઓરડાં છે, પોતાને રહેવાને માટે, પોતાની સ્ત્રીને રહેવાને માટે, રસોડા માટે અને મહેમાન માટે. એને ફળી છે, ઢોરઢાંખર છે, એનું આંગણું લીંપ્યુંગૂંપ્યું છે. પણ એના જાતવાળાઓની અકિંચનતાની તુલનાએજ એ સુખી છે. બાકી એનું ગામ તો 'સુકાઇ ગયેલા તળાવને તળિયે ગંદું પાણી એકઠું થાય તેમ એ ઊંચી ટેકરીઓની તળેટી વચ્ચે એકઠું થઇને' પડેલું છે. ધાડ પાડવી એ એના બાપદાદાનો ધંધો છે. અને ઘેલાને એની નાનમ નથી. છતાં એના બીજા જાતવાળાઓ ધાડ પાડીને સુખે જીવતાં હોય એવું પણ નથી.

આમ તો લોકનજરે ઘેલો ઢોર ચારનારો છે અને ઢોર ચરાવતાં ચરાવતાંજ બંદરે નાંગરેલી લોંચના ચોકીદાર પ્રાણજીવનના સંપર્કમાં એ આવે છે. આ વાર્તાની સંભવિતતાને હાનિ પહોંચાડે એવી જે થોડીક ક્ષતિઓ વાર્તામાં છે તેમાથી મુખ્ય એ છે કે પ્રાણજીવનને 'સતત વિચારતું મન' છે અને પ્રોટેગોનિસ્ટ તરીકે એ જે ભાષા પ્રયોજે છે તે સૂક્ષ્મ સંવેદનપટુ બુધ્ધિજીવીની ભાષા છે. ઘેલાને પણ સ્પષ્ટ જીવન ફિલસુફી છે. વાર્તાનેજ બોલવા દઇએ:

'જો,' ઘેલાએ ચેરિયાના ઝાડ તરફ આંગળી ચીંધતાં કહ્યું, 'આ ચેરિયાનું ઝાડ નર્યા કાદવ પર ખારાપાણી વચ્ચે કેમ પોષણ પામ્યું, એ કેમ મોટું થતું હશે, ક્યાંથી એ ખોરાક મેળવતું હશે, અને કેમ જીવન ટકાવી રાખતું હશે એનો વિચાર આવ્યો છે તને કોઈ દહાડો? આ છોડનાં મૂળિયાં પહેલાં કાદવમાં ઊંડે જાય છે, તેથી એ છોડ પોતાના થડ પર મજબૂત બને છે, પણ કાદવમાં પોષણ ન મળતાં એ મૂળિયાં પાછાં બહાર નીકળી થડની આસપાસ પથરાઇ જઇ, પોતાના કાંટા મારફત હવામાથી પોષણ મેળવે છે, સમજ્યો?"

થઇને વનસ્પતિજીવનની શુધ્ધ વૈજ્ઞાનિક વાર્તા? પણ ઘેલો એને રૂપક તરીકે પ્રયોજીને પોતાની જીવનદૃષ્ટિ નિરૂપે છે:

'અને તોયે આવી જહેમતથી મોટા થયેલા અને માણસાઇથી ટટ્ટાર ઊભેલા આ છોડને અમારાં ઊંટ ખાઇ જાય છે, સૂકવી નાખે છે. આ તો ભેદ છે જીવનનો, દોસ્ત પ્રાણજીવન, કે દયા, મમતા, ધર્મ એ બધી ચોપડીમાંની વાતો છે. સાચેસાચ તો જે વધારે માથાભારે છે તે વધારે સારું જીવન જીવે છે.'

અવ્યાકૃત રહીને જે ફિલસુફી વધારે સ્વાભાવિક લાગત અથવા ઘેલાના ઉછેર અને સંસ્કાર સાથે અનુરૂપતા સાધીને જે વાણી વધારે અર્થદ્યોતક બની શકી હોત તે બૌદ્ધિકતાનો આશ્રય લેતાં ઘેલાના સમગ્ર વ્યક્તિત્વથી અળગી પડી જાય છે. એ જ રીતે વાર્તાનો 'હું' પણ બુદ્ધિજીવીઓની ઓલાદનો હોય એવો સતત વહેમ પડે છે.

પણ ખત્રીની ગતિશીલતા આવી ઝીણી માવજતનું કષ્ટ વહોરવા રોકાતી નથી. એ લસરકામાં ચિત્રો દોરે છે, નજાકતો એમને સ્વભાવસહજ છે અને લાંબા વામથી એ જીવનજળ કાપે છે.

ઘેલો અક્ષરશઃ માથાભારે બનીને જીવે છે. જીવનાર હરકોઇને માટે એ માથાભારે છે. પ્રાણજીવન માટે, ધાડ પાડે છે એ દાજી શેઠને માટે, ઘરમાં ચઢી આવેલા ઉંદર માટે, હડફેટે ચડેલા કૂતરાં માટે, ખુદ એની સ્રીને માટે પણ.

વાર્તાના 'હું' ને એના સુખી જીવનની સપાટીની નીચે કશીક વિકૃતિ-દટાઇ હોવાનો વહેમ પડે છે. એની સ્રીને સંતાન નથી; અને કદાવર બાંધાના ચૂંચળી મુંધી આંખોવાળા, ડરામણા તાકાતવંત ઘેલાની દાઢી સફેદ છે. બે વાર એની સફેદ દાઢીનો ઉલ્લેખ થયો છે એની સ્રીનું ઓરડું પણ અલગ છે, અને ધાડ પાડવા નીકળતાં પહેલાં વહાલ કરવા આવેલી પત્નીને 'શું છે પણ? તારી તો એની એ જ વાત' કહીને માથાભારે ઘેલો એને ધક્કો મારીને ભોંય પટકે છે અને ઉપરથી લાત લગાવવા જાય છે.

ત્યારે શું આ છાતીચલો ધાડપાડુ નપુંસક છે એવું વાર્તાકારને સ્થાપવું હશે? સશક્તની આ નપુંસકતાનુ ઇંગિત લેખકે બરાબર ઉપસાવ્યું નથી. એની સ્રીનું 'અકલંક સૌંદર્ય હતુ સોનેરી બાંકડિયા વાળ, ભૂરાં નયનો, વહેતાં ઝરણાંની નઝાકતથી ભર્યોભર્યો સુગોળ, સપ્રમાણ દેહ એ તો બધું હતું જ, પણ એક ઉપરાંત એ સૌંદર્ય ઉપર એવો કોઇ ઓપ હતો' જે જોઇને મહેમાન થયેલા પ્રાણજીવનનું 'મન અપંગ બની ગયું હતુ' પણ આવી સ્રીની ઘેલાને કશી કિંમત નહોતી, કે પછી આવી સ્રીને પોતે તૃપ્ત કરી શકતો નહોતો એની લાઘવગ્રંથિથી પીડાતો એ એની પ્રત્યે ક્રૂર બનતો હતો? વાર્તાકારે એ સંદિગ્ધ રાખ્યું છે.

પણ જેને ઘેર એ ધાડ પાડે છે તે દાજી શેઠની દીકરીને પણ એવું વિશિષ્ટ સૌંદર્ય છેઃ 'જુવાન, ભરાવદાર, ઠસ્સાદાર, એના મોટા બહાર પડતા હોઠથી વધારે શોભતી,' આ છોકરી પરણેલી છે. બંદૂકની અણીએ શેઠ તિજોરીમાંથી નોટો ઠાલવે છે, શેઠાણી અંગપરનાં આભૂષણો ઉતારે છે, શેઠપુત્રી માને અનુસરે છે પણ ચૂડલા ઉતારી આપતી નથી, એ એના સૌભાગ્યનું ચિહ્ન છે માટે. પણ ઘેલાની બળજબરી સામે એ ટક્કર ઝીલે છે ત્યારે ઘેલાને શું થાય છે? પોતાની સ્રી મોંઘી આગળ ઠંડોગાર બની જતો પુરૂષ આ છોકરીના નારીત્વથી ઉત્તેજિત બન્યો છે? વાર્તાકારે એ પણ સંદિગ્ધ રાખ્યું છે. પણ સ્નાયુઓ તંગ કરી સમગ્ર તાકાત કેન્દ્રિત કરી ચૂડલા ઉતારવા માટે છોકરીને બિછાનામા પટકતો માથાભારે ઘેલો ચૅરિયાંને વીંખી નાખતાં ઊંટનો ભાગ ભજવે છે કે એના પુરૂષપણાના પડકારને જવાબ આપવા મથે છે?

દાક્તર વાર્તાકારે ઘેલાની તંગ સ્થિતિને પરાકાષ્ટાએ પહોંચાડીને એને તત્ક્ષણ પક્ષાઘાતનો ભોગ બનાવ્યો અને ધાડ ધાડને ઠેકાણે રહી એ પણ શું સૂચવે છે? એક સ્રીના સતીત્વનો કોપ એને ભરખી ગયો એમ વાર્તાકાર સૂચવવું છે? આટલો રહસ્યવાદ વાર્તાકારને અભીષ્ટ નહીં હોય એમ પણ માનવાનું કારણ નથી.

વાર્તાકારને જે સ્થાપવું છે તે બાજી રીતે કહીએ તો માથાભારે ઘેલો પ્રકૃતિના તટસ્થ બળ આગળ અસહાય, પંગુ હતો નિયતિ જ સર્વોપરિ છે, મનુષ્ય પંગુ છે, એ ખત્રીનું ધ્રુવપદ છે વાર્તાને અંતે પોતે મીંદડીના અદાથી ઉંદર પર ત્રાટકતો તેમ મીંદડી અને ઉંદરનું પ્રતીક યોજી શેઠપુત્રી નિયતિનું પ્રતીક બની હોય એમ વાર્તાકારે સૂચવ્યું છે.

વાર્તાનો પ્રકૃતિસંદર્ભ, ઘેલાનું પાત્રત્વ, રણ પ્રદેશની ઉજ્જડ માનવતા, નિરૂપણ કાવ્યછટા અને વાણીનું બળ આ વાર્તાની આકર્ષકતા રચી આપે છે જ, પણ ધાડના પ્રસંગની નાટ્યચમત્કૃતિ એના પર કળશ ચડાવે છે. ત્રાહિતના નિવેદનની રીતે વાર્તા કહેવાની ટેકનિકનો આશ્રય લઇને વાર્તાકારે પોતાના પ્રતિભાવોને અને મૂલ્યોને પણ એમાં સરસ ઉઠાવ આપ્યો છે. અને જે કંઇ એમાં રહસ્યમય છે, તે તો ચિત્રને મથી નાખે છે. આમ બધી રીતે 'ધાડ' એક લાક્ષણિક વાર્તા બની છે.

38129

| * સંસ્મૃતિ કારોબારી * | |
|---|---|
| ડૉ. મનુભાઇ ભીમરાવ પાંધી | –પ્રમુખ |
| શ્રી ગૌતમ શર્મા | –મા. મંત્રી |
| " કિશોર મટાણી | –મા. મંત્રી |
| " હીરાલાલ ફોફલીઆ | –કોષાધ્યક્ષ |
| " વનુ પાંધી | –સભ્ય |
| " વિનુ કેશવાણી | " |
| " નારાણ દામજી ખારવા | " |
| " જટુભાઇ પતીઆ | " |
| " આનંદ ચંદે | " |
| " મગન ભટ્ટ | " |

# સંસ્મૃતિ



:: પરિતોષિક ::
જ અને ખ અક્ષરો દ્વારા રચાયલી આકૃતિ.

## મંત્રીઓનું નિવેદન.

ડૉ. જયંત ખત્રીના નિધન પછી તરતજ તેમના નિકટના સાહિત્યકાર મિત્રોએ ડૉ. મનુભાઇ પાંધીને ત્યાં એકઠા મળીને તેમનું સુયોગ્ય સ્મારક ઊભું કરવા ડૉ. જયંત ખત્રી સ્મારક સાહિત્ય સભા "સંસ્મૃતિ"ની સ્થાપના કરી. સંસ્થાને સોસાયટી રજિસ્ટ્રેશન નં. ગુજરાત/૪/૧૯૬૮/કચ્છ અને સાર્વજનિક ટ્રસ્ટ રજિ. નં. એફ/૫૮/કચ્છ થી માન્ય કરાવી. સંસ્થાના કાર્ય વિષે નીચે પ્રમાણે યોજના વિચારવામાં આવીઃ

૧. દર ત્રણ વર્ષે, નિર્ણાયકોના મતે, શ્રેષ્ઠ ગુજરાતી નવલિકાના લેખકને "ડૉ. જયંત ખત્રી પારિતોષિક" અને રૂા. ૫૦૧ના પુરસ્કારથી સન્માનવા.

૨. કચ્છની કોલેજોમાંથી ગુજરાતી મુખ્ય વિષય સાથે પ્રથમ સ્થાને ઉત્તીર્ણ થનાર સ્નાતકને ડૉ. જયન્ત ખત્રી ચંદ્રક અને રૂા. ૧૦૧ના પુરસ્કારથી પ્રોત્સાહિત કરવા.

આ યોજનાને સાકાર કરવા માટે જરૂરી ભંડોળને 'ફીકસ્ડ ડિપોઝીટ' તરીકે રાખી, તેના વ્યાજમાંથી સાધન ઉભું કરવાનો નિર્ણય લેવામાં આવ્યો. તે માટેના પ્રયત્નોને સફળ બનાવનાર સર્વ દાતાઓ પ્રત્યે સંસ્થા આ નિમિત્તે કૃતજ્ઞતા વ્યક્ત કરે છે.

૧૯૬૮ના વર્ષ દરમિયાન પ્રસિધ્ધ થએલી વાર્તાઓમાંથી શ્રેષ્ઠ વાર્તા શોધવાનું કપરું કાર્ય સમયસર પાર પાડવા બદલ અમે સર્વશ્રી જ્યોતીન્દ્ર દવે, અમૃતલાલ યાજ્ઞિક અને યશવન્ત શુકલના અંતઃકરણપૂર્વક આભારી છીએ, અલબત્ત તેમણે આ કાર્ય સ્વીકારી, ડૉ જયન્ત ખત્રી પ્રત્યેનો સદ્ભાવ વ્યક્ત કર્યો છે.

વિદ્યાર્થીઓને આપવાના ચંદ્રકો અને પુરસ્કારો અંગેનો નિર્ણય વાર્ષિક પરીક્ષાનાં પરિણામોને આધારે લેવાનો હોઇ, એ કાર્યમાં સહકાર આપવા

બદલ કચ્છની કોલેજોના આચાર્યશ્રીઓનો અમે આભાર માનીએ છીએ.

શ્રેષ્ઠ ઠરેલી વાર્તા 'હું-બે'ના લેખક શ્રી વિભૂત શાહને, પુરસ્કૃત વિદ્યાર્થી મિત્રો કુ. નયના વૈદ્ય (૧૯૬૮-ભુજ), શ્રી શામજી પી. ગોર (માંડવી-૧૯૬૯), શ્રી રજનીકાંત અ. સોની (૧૯૭૦-ભુજ) અને કુ. નિહારિકા જે. છાયા (૧૯૭૧-ભુજ)ને અમે અભિનંદીએ છીએ.

સંસ્મૃતિ પારિતોષિક સમારોહ તા. ૧૯-૨૦ અને ૨૧ ફેબ્રુઆરી ૧૯૭૨ના માંડવીમાં આચાર્યશ્રી અમૃતલાલ યાજ્ઞિકના અધ્યક્ષપદે યોજાય છે ત્યારે એ પ્રસંગની સાથોસાથ કચ્છના બે સિદ્ધ કળાકારો શ્રી એલ. એમ. પોમલને તેમની 'કચ્છડો કામણગારો'ની તસવીરો માટે અને શ્રી દેવ ગઢવીને યુધ્ધકાળ દરમિયાનનાં તેમનાં વ્યંગ ચિત્રો માટે 'ડૉ. જયન્ત ખત્રી પારિતોષિક' દ્વારા સન્માનવાનો નિર્ણય પણ લેવામાં આવ્યો છે. તેમને પણ અમારાં અભિનંદન.

વ્યાજમાંથી વાર્ષિક ચંદ્રકો અર્પિ શકાય એવું ભંડોળ આપવા બદલ અમે શ્રી પ્રભુલાલ ઝવેરીના આભારી છીએ.

આ બધી કામગીરીમાં તેમજ સ્મૃતિ-સંચયના પ્રકાશન કાર્યમાં સહાયભૂત થનાર સંસ્થાની કારોબારીના સભ્યો તેમજ મિત્રવૃંદના સર્વશ્રી હીરાલાલ ફોફલિયા, વનુ પાંધી, વિનુ કેશવાણી, નારાણ દામજી ખારવા, જદુભાઇ પનિયા, આનંદ મગન ભટ્ટ, રાધાબેન કેશવાણી, રમીલાબેન મહેતા, કીર્તિ ખત્રી, હરસુખ સોદાગર, ઊપેન ભટ્ટાચાર્ય, એલ. એમ. પોમલ, અમૃત ઘાયલ, મહેન્દ્ર સમીર, જગદીશ ઓઝા, લાહેરી શાહ, રશ્વિર મહેતા, મહેશ દવે, ધીરેન્દ્ર મહેતા, કિશોર જોશી તનમનીશંકર શુકલ, ગજેન્દ્ર વ્યાસનો અમે આભાર માનીએ છીએ.

અહીં સંગ્રહીત રચનાઓના પ્રકાશન માટે લેખકો સર્વશ્રી હરીન્દ્ર દવે, સ્વ. ચુનીલાલ મડિયા, સુરેશ દલાલ, હીરાલાલ ફોફલીઆ, રસિક ઝવેરી, ઊપેન ભટ્ટાચાર્ય, જશવંત શેખડીવાળા અને જે કૃતિઓ અગાઉ અન્યત્ર પ્રગટ થઇ ચૂકી છે તે પ્રતિષ્ઠિત સામયિકો આરામ, સંદેશ, વિશ્વમાનવ, જનશક્તિ, મુંબઇ સમાચાર, પથિક, ચાંદની, નવચેતનના તંત્રી-સંપાદકોનો ઋણ સ્વીકાર કરીએ છીએ. આ સંચયનું મુખપૃષ્ઠ અને અન્ય સુશોભન કાર્ય ઉત્સાહથી કરી આપનાર શ્રી મહિમ પાધીને પણ અમે ધન્યવાદ આપીએ છીએ.

આ 'સ્મૃતિ સંચય'ના પ્રકાશન અને પારિતોષિક સમારોહ માટે જાહેરખબર અને દાન આપનાર મુંબઇની સહૃદયી સંસ્થાઓ અને દાતાઓના અમે ખૂબ ઋણી છીએ.

શ્રી હિરાલાલ ફોફલીઆ અને શ્રી અરવિંદ ફોફલીઆએ મુંબઇથી વિદ્વાન અતિથિઓના પ્રવાસ ખર્ચનો બોજ ઉપાડી લઇ મિત્રધર્મ પાળ્યો છે.

---

38129.

ગૌતમ શર્મા
કિશોર મટાણી
માનદ મંત્રીઓ 'સંસ્મૃતિ'

૧૯-૨-૭૨
માંડવી-કચ્છ.